# વિવિધ વ્યાખ્યાન.



કર્તા—
હીરાંબાઇ અ. તાતા.

# વિવિધ વ્યાખ્યાન.



કર્તા—
હીરાંબાઇ અ. તાતા.

ગુજરાતી સાહિત્ય સભા ગ્રંથાલય
૨૨૪૫૯
ગુજરાતી સાહિત્ય સંગ્રહ

# એજ લેખકને હાથથી લખાયેલાં બીજાં પુસ્તકો.

---

૧—મીસીસ એની બેઝેન્ટ (જન્મ વૃત્તાંત).
૨—શહેરી દરજ્જો અને સ્ત્રી કેળવણી.
૩—બંદગી અથવા ભક્તિની ફિલસુફી.
૪—હિન્દુસ્થાન પ્રજાસત્તાક રાજકારોબારનો ધારા ખરડો.
(ભાષાંન્તર)
૫—રાંધનકળા, ખુબસુરતી અને ઘેર માટે ૧૪૦ ઉપયોગી સૂચનાઓ.
૬—આદમીની શરિર રચના યાને માણસીક શરિરની બનાવત.
૭—સુબોધ વચનમાળા.
૮—ગમ્મત સાથ જ્ઞાન.
૯—કવિતા સંગ્રહ.
૧૦—હાલનાં જમાનાની સ્વાદિષ્ટ જમવાની વાનીઓ.
૧૧—ફિલસુફીની નજરે મનુષ્ય જીંદગીની તપાસ.
૧૨—હાલનાં જમાનામાં જીંદગી સુખી કરવાને તંનદુરસ્તી તથા ખુબસુરતી વધારવાનાં અને શરિર પાતળું તથા જોરાવર કરવાનાં ઉપાયો.
૧૩—હાલની વિદ્યાનો જીંદગી સાથે સંબંધ.
૧૪—ઘરકામ, શરીર અને તંનદુરસ્તી માટે ઉપયોગી સૂચનાઓ.
૧૫—**The Sanctity of Womanhood.**
૧૬—**Birthday Rejoicings.**
૧૭—**A short sketch of Indian Women's Franchise Work.**

આ ચોપડીઓ સર ફીરોઝશાહ મહેતા રોડ ઉપર કોટમાં, **જેહાંગીર બી.** કરાણીને ત્યાંથી મળશે.

# પ્રસ્તાવના.

થોડાં વર્ષોની વાત ઉપર જુદી જુદી બાબદોનાં કીધેલા અભ્યાસનાં પરિણામ તરીકે આ ચોપડી બહાર પાડવામાં આવી છે. એ જાતની ચોપડી પહેલી છાપવામાં આવી છે, અને જાહેર આલંમ આગલ મુકવામાં આવી છે. એમાં સમાયેલી બાબદો શિક્ષણ આપ્યા ઉપરાંત મનોરંજક છે.

એકવીસ વ્યાખ્યાનો મારફતે જુદી જુદી બાબદોને લગતું ગ્નાન મળે છે.

**આતશની આરાધનાં, કુદરતની પેદાયશ, જગતનું પ્રધાન મંડળ** દરેક જણ માટે જાણવા લાયેકની બાબદો છે. જુવાન અને વૃદ્ધ વર્ગનાં માણસો માટે ઉપયોગી અને વાંચવા લાયેક પુસ્તક છે.

# સાંકળીયું.

# વ્યાખ્યાન ૧.

## કોઓપરેતીવ સોસાઇતી અથવા પરસ્પર સહાયકારી મંડળીઓ અને કોલોનીઓ અથવા સંસ્થાનો બનાવનારાં મંડળો.

ઘણાં માણસનાં ફાયદા માટે હમણુંનાં જમાનામાં કોઓપરેતીવ સોસાઇતી હસ્તીમાં આવી છે. જે રીતે એવી મંડળીઓમાં કામ ચલાવામાં આવે છે, તે તપાસ્તાં એવું માલંમ પડે છે કે એક બીજાંને સહાયતા કરવાને અર્થે આ ખાતાંઓને લોકો જાહેરમાં લાવ્યાં છે.

કામદાર વર્ગો માટે કોઓપરેતીવ સોસાઇતી ઉપયોગી કામ બજાવી શકે છે, અને યુરોપનાં દરેક મોટા ભાગો કે જ્યાં મોટાં કારખાનાંઓ આવેલાં હોગે છે, ત્યાંનાં કામદાર વર્ગોને કોઓપરેતીવ સ્તોર્સનો લાભ આપવામાં આવે છે.

ઘણી જાતની કોઓપરેતીવ સોસાઇતી અથવા પરસ્પર સહાયકારી મંડળીઓ હસ્તીમાં આવેલી છે.

ગ્રેત બ્રીટંનમાં એવી ઘણી મંડળીઓ છે. આયર્લેંન્ડમાં કોઓપરેતીવ સીસતંમ ખેતીવાડીમાં વાપરે છે, તે ઘણી મશ્હુર થયેલી છે.

કોઓપરેતીવ સોસાઇતીનાં સભાસદો થવાને માટે ચોક્કસ ફી અથવા લવાજંમ આપવાનું છે, અને કોઇ પણ સભાસદ ત્યાર પછી સ્તોર્સમાંથી માલ ખરીદ કરી શકે છે.

કોઇ ઠેકાણે નફો જે થાયે છે તે સભાસદોમાં દર વર્ષે વહેંચવામાં આવે છે, અને સ્તોર્સ અથવા મોટી દુકાન ચલાવાની મહેનતનું કામ પણ સભાસદો વચ્ચે વહેંચી આપવામાં આવે છે.

૧૯૧૧ માં ગ્રેટ બ્રીટનમાં ૧૪૦૦ મંડળીઓ હતી અને ૨૬,૪૦,૦૯૧ સભાસદો મંડળીઓમાં જોડાયા હતા. આ મંડળીઓ મારફતે ૭,૪૮,૦૨,૪૬૯ પૌંડનો વેપાર ધંધો થયો હતો.

છેલ્લા ૬૦ વર્ષો દરમ્યાન આ મંડળીઓનું જીવણ ઉત્પન થયું છે, અને જ્યારથી મંડળીઓ હસ્તીમાં આવી છે, ત્યારથી તેમાં ફતેહ સમાયલી છે.

ઘણા માણસો આ મંડળીઓમાંથી મોટા કારખાનાંનાં વહિવટદારો થયા છે. કોઓપરેતીવ ઇન્સ્યોરંન્સ ખેતીવાડીને લગતી બેન્કો, ઘરો બાંધનારી મંડળીઓ એવા જુદા જુદા વિભાગો છે.

જે માણસો બીજાંનું ભલું કરવાને વાસ્તે શ્રમ ઉઠાવાને ડરતા નથી, ભાઇબંધીની લાગણી જેઓમાં વધારે ખીલેલી છે, તેવાં માણસોએ પ્રદંમમાં આ કામમાં જીપલાવ્યું હતું.

પરસ્પર સહાયતા કર્યાથી એક પ્રજાની આબાદાનીમાં વધારો થાય છે.

અરસપરસની મદદ વગર એક કુટુંબ નીભી શકતું નથી, અને આ મંડળીઓમાં માત્ર માલ પુરો પાડવો એજીજ નેમ પહેલે રાખવામાં આવી ન હતી; પણ ભાતૃભાવનું તત્વ મનુષ્ય જીવણમાં વધારવું, અને માણસોનાં લાભ માટે બીનસ્વાર્થી કામો કરવાં, એ નિયમો ઉપર આ મંડળીઓની સ્થાપનાં કરવામાં આવી હતી.

જાહેર સંસ્થાઓ મારફતે લોકો એક બીજાંનાં સંબંધમાં આવી શકે છે, જે પ્યારની લાગણીનો વધારો કરે છે. આવી સંસ્થાઓ બે સદી આગલ જોવામાં આવતી ન હતી.

મોટી સંસ્થાઓની અને મોટી દુકાંનોની અગત્યતા હાલનાં વખતમાં વધુ ધારવામાં આવે છે, જેથી અનુભવ અને જ્ઞાનનો ફેલાવો વધુ પ્રમાણમાં થઇ શકે છે.

કોઓપરેશન અથવા સહકારનો આધાર વિશ્વાસ અને જ્ઞાન ઉપર રચાયેલો છે.

૧૯ મી સદીમાં ઇંગલન્ડ દેશમાં એક પરગજુ માણસ જન સમાજનાં વિચારોનાં પ્રવાહમાં ઉથલ પાથલ લાવી શકયો હતો. આ માણસ **રોબર્ટ ઓવન** હતો, જેને પહેલાં આ કોઓપરેતીવ હીલચાલનાં બીજ આ દુનિયામાં વાવ્યાં હતાં.

તેવને એવા વિચારો લોકોમાં ફેળાવ્યા હતા કે એક બીજાને મદદ કર્યાથી એક કોમ પોતાનાં પગ ઉપર ઉભી રહેતાં શીખે છે. જે સ્વરાજ મેળવવાનું પહેલું પગથયું ગણવામાં આવે છે.

આ માણસે પોતાની આજુ બાજુ લોકોની ગરીબી અને બૂરી અવસ્થા જોઇ હતી, તેથી તેઓની હાલત સુધારવાને આ પરસપર સહાયકારી મંડળીઓ સ્થાપવાને પ્રયાસ કરવામાં આવ્યો હતો.

ધંધા રોજગારને લગતી મંડળીઓ અથવા ત્રેડ યુંન્યનો, દોસ્તી બાંધનારી મંડળીઓ અથવા ફ્રેંન્ડલી સોસાઇતી આ સર્વે તેમની મહેનત અને વિચારોને આભારી હતું.

૧૮૨૧ નાં સાલમાં અંગ્રેજી ભાષામાં કોઓપરેતીવ શબ્દ ઉમેરવામાં આવ્યો હતો. પહેલો અખતરો ૨૫૦ કુટુંબોએ સાથે મળીને કર્યો હતો. તેઓ એક ઠેકાણે રહી, દરેક જોઇતી ચીજોની બનાવટ પોતાંનાં કુટુંબનાં માણસોને હાથે કરાવી, મોટી દુકાનો ખોળી ત્યાં દરેક જોઇતી ચીજોની સગવડ કરાવી હતી. તેઓ સલાહસંપથી જીંદગી ગુજારતાં હતાં, અને દરેક માણસને દરેક જાતની કેળવણી મળે એવી નેમ રાખી હતી.

૧૮૩૦ માં ૨૫૦ મંડળીઓ જન્મ પામી હતી, પણ દરેક રીતે આ મંડળીઓ ફતેહમંદ થઇ નહિ, કારણ કે તે વેળા મંડળીનાં ફંડો ઉપર

કાયદાનો કાબુ રાખવામાં આવ્યો નહિ હતો; જેથી કોઇ અપ્રમાણીક માણસોનાં હાથમાં જો અચાનક રીતે પૈસાનાં ફંડો આવી પડતાં, તો તેઓ તે પૈસાનો ગેરઉપયોગ કરી શકતાં હતા, જેથી મંડળીનો નાશ વધુ જલદી થઇ શકતો હતો.

સભાસદોમાં ગેરસમજુતી, મારામારી, કેળવણીની ખામી, અને બીન અનુભવ પણ મંડળીઓની વ્યવસ્થા સારી રીતે કરવામાં હરકત કરનારાં તત્વો ગણાયે છે.

કયાંથી અને કેવી રીતે માલ ખરીદવો, અને કેમ અને કયાં વેચવો, તે ઉપર નફાનો મુખ્ય આધાર હોયે છે. તેથી અનુભવી ધંધાદારીઓ, હીસાબો રાખનારાં માણસો, અને ખુશીથી પોતાનો વખત અને શકિતનો ભોગ આપી બીનસ્વાર્થી મહેનત કરનારાં આદમીઓની જરૂર એવાં ખાતાઓમાં અગત્યની હોયે છે. સારા પ્રકારની વ્યવસ્થા અને મોટું ફંડ આ બે ઉપર મંડળીઓની ફતેહનો આધાર છે.

૧૮૨૦ થી ૧૮૪૫ સુધીમાં ત્રણ ચાર સંસ્થાનો અખતરા રૂપે ત્યાં સ્થાપવામાં આવ્યાં હતાં, જે થોડાં વર્ષોનાં દરમ્યાનમાં લોકોની ભૂલોનાં સબબે નાશ પામ્યાં હતાં.

આદમીનાં જીવને રાહત મળે, તેઓ સુખાકારીભર્યાં મકાનોમાં રહે, સાદો પુષ્ટીકારક ખોરાક લેઇ શકે, સફાઇદાર કપડાં પહેડે, મહેનતું જીંદગી ગુજારે, વિધ્યા હુન્નર હાંસલ કરે અને બુઢાપાનાં વખતમાં દલદેસ્રી કરવાને બદલે આરાંમમાં નિયમીત સારી જીંદગી ગુજારે, એવી ધારણાંઓ મંડળીઓ અને સંસ્થાનો હસ્તીમાં લાવવાને માટે રાખી હતી.

૮૭ વર્ષની ઉમ્મરે રોબર્ત ઓવંન ૧૮૫૮ માં મરંણ પામ્યો, અને તેને જે સારાં કામોનાં બીજ વાવ્યાં હતાં, તે તેનાં મરંણ પછી ૨૮

માણસોએ આ કોઓપરેતીવ મંડળીઓનાં કામમાં પોતાની જીંદગી અર્પણ કરી હતી, અને તેઓ **રોશદેલ એકવીતેબ્લ પાયોનર્સને** નામે ઓળખાતા હતા.

તેઓએ એવો નિયંમ અખત્યાર કર્યો હતો, કે દર વર્ષે જેબ્બી નફો દુકાનોમાં અથવા સ્તોર્સમાં થાયે, તે કોઓપરેતીવ મંડળીનાં સભાસદોમાં વહેંચી આપવો; અને જે સભાસદ મંડળીનાં સ્તોર્સમાંથી વધુ માલ ખરીદ કરે, તેને ભાગે નફાની રકમનું પ્રમાણ વધારે મળે એવું ધોરણ નક્કી કર્યું હતું, જેથી સભાસદો બહારથી માલ ખરીદવાને બદલે સ્તોર્સમાંથી માલ ખરીદવાને વધારે આતુર રહેતા હતાં, કે જે માલ સારા પ્રકારનો અને વાજબી દામે તેઓ મેળવી શકતા હતા.

આ મંડળીની નેમો માત્ર સ્તોર્સો અથવા દુકાનો ઉંધાડવામાંજ સંકોચાઇ રહેતી નથી, પણ અરસપરસ સહાયતા અથવા કોઓપરેતીવ નિયંમો ઉપર ઘરો બાંધવાં, જમીનો ખરીદી તે ઉપર ખેતીવાડી કરાવવી, માલ બનાવાનાં કારખાનાંઓ સ્થાપવાં, સારો અને જાત જાતનો માલ ઉત્પંન કરવો, અને નિયમીત માલની વહેંચણી દરેક જણોમાં થાયે તેવી ગોઠવણ રાખવામાં છે. એ ઉપરાંત સભાસદોમાં કેળવણી આગલ વધે, તેઓની ખાસ્યેતો સારા પ્રકારની થાયે, અને કાયદાસરની નિતીમાન સંસારી જીંદગી ગુજારે, એ માટે પણ ધ્યાંન આપવાનું હોયે છે.

પશ્ચિમનાં મોટા શહેરોમાં જ્યાંબી મોટા જથ્થામાં માટીડા અને બૈરાંઓ ગુજરાણનાં સાધણ માટે કામો ઉપર કારખાનાંઓ અને ઉધ્યોગનાં ઠેકાણાંઓમાં રહેલાં હોય છે, ત્યાં અરસપરસની સહાયતા આપનારી કોઓપરેતીવ મંડળીઓ જોવામાં આવે છે.

૧૮૪૮ અને ૧૮૫૦ માં કેળવણીનું કામ ધર્મગુરૂઓ અને પાદરીઓનાં હાથમાં મુખ્ય કરીને રહેલું હતું, અને જે ધર્મગુરૂઓ આ કોઓપરેતીવ

નિયમોને પસંદ કરતા હતા, તેઓ એ બાબદમાં લોકોને કેળવવામાં મદદ આપતા હતા.

કામદાર વર્ગોમાં એક બીજાં માટે લાગણી ઉત્પન થાયે, અને તેઓ માત્ર હરિફાઇ કરવાનાં ધોરણેજ કામ નહિ કરે, તે કાજે પરસ્પર સહાયકારી મંડળીઓ હાલનાં વખતમાં પણ જરૂરની ધારવામાં આવે છે.

આ મંડળીઓનાં આશરા હેઠલ કામદાર માણસોનાં છોકરાંઓ માટે નિશાળો ચાલુ કરવામાં આવી છે, મોટી વયના કામદાર વર્ગો માટે કાલેજો સ્થાપી છે, જ્યાં તેઓ હરેક પ્રકારની કેળવણી લે છે; જેથી તેઓ સારા પ્રકારનું કામ આપવાને શકિતવાન થાયે છે, અને કામદાર વર્ગ વાસ્તેનો અજ્ઞાનતાનો છાપ થોડો વખત કેળવણી લીધા પછી દૂર કરી શકે છે.

૧૮૫૨ માં પહેલાં ગ્રેટ બ્રીટનમાં આ કોઓપરેતીવ મંડળીને સરકાર તરફથી ટેકો મળ્યો, તેના પૈસાનાં ફંડોનાં ચાલુ હીસાબો મુકરર કરેલાં આદમીઓ મારફતે તપાસવાનાં શરૂ થયાં, અને મંડળીઓના વહિવત માટે ચોકકસ કાયદા કાનુનો મુકરર કર્યા, અને જે કાયદાઓમાં ૧૮૬૨ નાં સાલમાં વધારે સુધારો કરવામાં આવ્યો.

એ અરસામાં **જોન સ્તુઅર્ત મીલ્સ** નામનો પરગજુ માણસ આ મંડળોનાં ભલાં માટે તેમાં જોડાયો, અને ૧૮૬૯ માં પહેલી કોન્ગ્રેસ એ બાબદ કાજે વાદવિવાદ કરવાને માટે લંડનમાં મળી, અને એક સેંત્રલ બોર્ડ સ્થાપવા વાસ્તેની ગોઠવણ કીધી, જેથી આ મંડળીનાં હેતુઓને ઘણો ટેકો મળ્યો.

એથી લોકોમાં મંડળીઓનાં શેરો લેવાની જીજ્ઞાસા ઉત્પન થઇ, અને શેરોનાં પ્રમાણમાં સભાસદો નાની રકમો પણ મેળવવાને શકિતવાન થયા.

સામટા જથ્થામાં માળ ખરીદ કરનારી મંડળીઓની સ્થાપનાં કરવામાં આવી, જેઓ છૂટક વેચનારી મંડળીઓનાં ટેકા માટે હસ્તીમાં આવી હતી.

૧૮૬૨ માં એવી રીતે જથ્થામાં માલ ઉત્પંન કરવાને માટે, જોડા અથવા જુતો બનાવાનાં કારખાનાંઓ, ફરનીચર બનાવાની દુકાનો, ફુલો ઉગાડવાનાં બગીચાઓ, માલ લાવ લેઇ જાવ કરવાને માટે ગાડીઓ, અને વહાંણો બનાવાનાં શરૂ થયાં.

ચાહેની ખેતીવાડી કરવાની શરૂઆત કરવામાં આવી, અનાજ ઉગાડવાનાં ખેતરો બનાવ્યા, અને છાપખાનાંઓમાં છાપવાનું કામ શરૂ કર્યું હતું. દહી, માખણ, ક્રીમ બનાવાની ડેરીઓની શરૂઆત થઇ, કપડાં વણવાનાં ખાતાંઓ શરૂ કર્યાં, અને કપડાં સીવવાનાં ખાતાંઓ સ્થાપ્યાં હતાં. ચોકલેત, મીઠાઇ, પાંઉ બનાવાની ભઠ્ઠીઓ ખુલવામાં આવી, અને સાબુ બનાવાનાં કારખાનાંઓની શરૂઆત કરવામાં આવી હતી. દરેક ચીજને લગતો સરસામન ખરીદવાને દૂર દેશાવરમાં ઓફીસો ઉઘાડી, જેથી વેપાર વણજ વધતો ગયો, અને નાની શરૂઆતનું ઉભું કીધેલું કામ મોટા પાયા ઉપર ચાલવા લાગ્યું. સભાસદો જે કામદાર વર્ગનાં હતા, તેઓને ઘણા પ્રકારનું જ્ઞાન મળ્યું અને જીંદગી ભોગવવાને માટે સગવડો વધુ પ્રમાણમાં તેઓને મળી હતી.

કામ કરવાની રીતો જાણીને, ઉંચી નેમો સાથે, જ્યારે થોડાં આદમીઓ સ્વભેગ આપી પ્રમાણીકપણે કામ કરે છે, ત્યારે મંડળીઓની ફતેહ થાયે છે.

જુદી જુદી મંડળીઓ માલો બનાવીને, પછી વહેંચવાની જુદા પ્રકારની ગોઠવણો રાખે છે, સભાસદોનાં મન ઉપર એવા વિચારો ઠસાવામાં આવે છે કે એવાં ખાતાંઓ માત્ર આપ લે કરવા ઉપરજ આધાર રાખતાં નથી, પણ સભાસદોમાં સચ્ચાઇ, ઇનસાફ અને કરકસરનાં ગુણો ખીલે એવી ધારણાઓથી આપ લેનું કામકાજ કરવામાં આવે છે, અને એ ઉપર કોઓપરેતીવ યુન્યંન અથવા અરસપરસ સહાયકારી મંડળોનો પાયો રચાયેલો છે.

તેઓ ખબર પત્રીકા અથવા ન્યુસ પેપરો, અનેક બાબદોનું સાહિત્ય, અઠવાડીક અને માસીક ચોપાંન્યાંઓ બહાર પાડે છે, અને એ રીને સભાસદોને બીજા દેશોની અને કોમોની વિગતોથી માહીતગાર કરે છે.

૧૮૮૩ માં બાનુઓ માટે વીમેંન્સ કોઓપરેતીવ ગીલ્ડ સ્થાપવામાં આવી હતી. પહેલે તેમાં સાત સભાસદો જોડાયા હતા. હાલમાં તેની ૩૫૮ શાખાઓ કામ કરે છે, અને ત્રીસ હજારથી વધુ સભાસદો તેમાં જોડાયેલા છે. આ ગીલ્ડ અથવા મંડળ મારફતે બાનુઓને ભાષણો કરવાનું, કમીતીનું કામકાજ કેમ કરવું, અને શહેરીઓ તરીકે બાનુઓએ કેવી દપની જીંદગી ગુજારવી તે કાજે શિક્ષણ આપવામાં આવતું હતું.

કોઓપરેતીવ અથવા અરસપરસ સહાયકારક મંડળીમાં સ્વરાજનાં નિયમનું તત્વ સમાંએલું છે, કાયદાકાનુનનું બંધારણ અને દેશની સરકાર તરફથી રક્ષણ આપવાનો કાયદો તેમાં સમાયેલો છે.

કોઇ કોઇ મંડળીમાં ૧૨ આના, ૬ આના, અને ૩ આના દાખલ થયાનું લવાંજમ અથવા ફી રાખેલી છે. દશ રૂપ્યાનો એક શેર સભાસદો લેયે એવી ગોઠવણ કીધેલી હોયે છે.

આ નાણું સેત્રલ ફંડમાં એકઠું કરવામાં આવે છે, અને દરેક સભાસદનાં નામ ઉપર દશ રૂપ્યાનો એક શેર કરવામાં આવે છે, જેથી ગરીબ સભાસદો પણ મંડળીમાં શેરો ધરાવી શકે છે.

કોઇ ઠેકાણે કુટુંબમાંથી માત્ર એક માણસનેજ સભાસદ થવા દે છે, વર અને બાયડી એમ સાથે જોડાઇને થાયે છે, પણ તેઓ બે જુદા સભાસદો તરીકે થઇ શકતા નથી.

મંડળીનું કામકાજ કમીટી મારફતે થાયે છે, અને કમીટીને સભાસદો ચુંટી કાઢે છે. ચુંટણી બેલત અથવા મત આપવાને લગતી ચિઠ્ઠીઓ નાંખવાની પેટીઓ મારફતે કરવામાં આવે છે.

મંડળીમાં જેઓ પગાર લેઇ કામ કરતા હોયે, તેઓ કમીટીનાં સભાસદો થઇ શકતા નથી.

જે માણસો ચોક્કસ પ્રમાણમાં દુકાનોમાંથી ખરીદી કરતા નથી, તેઓ પણ કમીટીમાં જઇ શકતા નથી. દેવાલું જેને ફુકયું હોય તેઓ પણ દાખલ થઇ શકતા નથી, ઘણા થોડા વખતનાં સભાસદો થયા હોયે તેઓ પણ કમીટીમાં જઇ શકતા નથી, તેમજ જેઓ પાસે મુકરર કરેલી સંખ્યાનાં શેરો હોતા નથી, તેઓ પણ કમીટીનાં સભાસદો તરીકે કામ કરી શકતા નથી.

મંડળીનું દરેક જાતનું કામકાજ, દુકાનો અથવા સ્તોર્સમાં ઉપરીઓને રાખવાનું, કામદારોને શું પગારો આપવા જોઇયે, મહેનતનું શું દામ આપવું, એકની જગ્યાંએ બીજા કામદારને લાવવો, એ સર્વે રીતનો વહિવત કમીટીની દેખરેખ હેઠલ થાયે છે. સભાસદોને કેળવણી આપનારી કમીટી જુદી હોયે છે, જે ભાષણો કરીને, સાહિત્યનો ફેલાવો કરીને, સભાસદોની મંડળી બોલાવીને, કેળવણી આપનારા વર્ગો અને નિશાળો ખોલીને, સભાસદોનાં કુટુંબમાં જ્ઞાનનો ફેલાવો કરે છે.

ત્રેડ યુન્યનો અથવા વેપારી મંડળીઓ સાથે કોઓપરેતીવ મંડળી સંબંધ જોડે છે, અને મુશ્કેલ વખતમાં સાથે મળીને કામ કરે છે.

મોટાં મુખ્ય મંડળો તરફથી નાની શરૂઆતની મંડળીને ટેકો મળવો જોઇયે છે; કારણ કે આ હરિફાઇનાં જમાંનાંમાં નાનું મંડળ કચરાઇ જવાની ધાસ્તીમાં રહે છે, તેથી નાનાં મંડળે જુદે જુદે ઠેકાણે દુકાનો ઉઘાડવાની જરૂરની ધારવામાં આવે છે, અને સભાસદોમાં ચાલુ વધારો થવો જોઇયે.

મંડળીનાં ઉપરીઓએ અને દુકાંનોનાં વહિવત ચલાવનારાં માણસોએ મંડળનાં મુખ્ય કાયદાઓને વફાદાર રહેવું જોઇયે, મંડળોને આગળ વધારવાની

નેમથી કામ કરવું જોઇયે, દુકાનોમાં નફો થાયે એવી ગોઠવણ કરવી જોઇયે; એમ જો નહિ કરવામાં આવે તો સભાસદોમાં બેદીલી પંઠરાયે છે, અને તેઓ મંડળો છોડી જાયે છે.

દુકાનોમાં સારી જાતનો, વગર ભેલસેલનો, અને તંન્દુરસ્તી તથા સુખચેનનો વધારો કરે તેવી જાતનો માલ રાખવો જોઇયે.

જો સભાસદો પોતે હલકી જાતનો માલ વાપડવાને ખુશી દેખાડશે, તો દુકાનો પણ હલકી પંકિતનો માલ વેચનારી દુકાનો ગણાશે. કોઇ વેળા બજારમાંની બીજી દુકાનોમાં મંડળની દુકાનો કરતાં સસ્તી કિંમતનો માલ મલતો હોવાથી, સભાસદો લલચાઇને ત્યાંથી ખરીદી કરે છે; પણ માલ કેવા પ્રકારનો છે, માલની જાત કેવી છે, તેમાં ભેલસેલ કેટલી છે તે જોવા અથવા જાણવાની દરકાર કરતા નથી. તેથી મંડળોની દુકાનોને આબાદ હાલતમાં રાખવાનું કામ સભાસદોનું હોયે છે.

કોઇ વેળા બજારનાં થોડા વેપારીઓ સાથે મળીને પોતાની દુકાનોમાં, ખોટ ખમીને માલની કિંમત ઉંતારી પાડે છે, અને જે જાતનો માલ મંડળોની દુકાનોમાં વેચાતો હોયે, તે માલ વેચવાનો ભાવ ઓછો કરી નાંખે છે.

એ રીતે મંડળોની દુકાનોની આવક ઓછી થાયે છે, અને સભાસદો માલનો ભાવ ઓછો આપવાને મરજી દેખાડે છે. તેથી કોઇ વખતે મંડળોના દુકાનો ખોટમાં કામ કરતી હોવાથી તેઓને બંધ કરવી પડે છે.

જ્યારે મંડળીની દુકાનો બંધ થાયે છે, ત્યારે બજારમાં થોડા વેપારીઓ પાછા સાથે મળીને તે જાતનાં માલની કિંમત પાછી વધારીને વેચે છે. એ રીતે મંડળોની દુકાનો બંધ થવાનો સંભવ હોયે છે. પણ જો સભાસદોમાં કેળવણીનો પ્રસાર વધુ પ્રમાણમાં થયો હોયે, તો તેઓ વેપારી હરિફાઇ સમજી શકે છે, અને મંડળોની નેમોને અમલમાં મુકવાને

માટે ઓછે ભાવે બજારોની દુકાનોમાંથી નહિ ખરીદતાં, મંડળોની દુકાનોમાંથીજ ખરીદી કરીને, તેઓને ટેકવી રાખવામાં મદદ આપે છે, જેથી આયંદે સ્ટોર્સ અથવા દુકાનોનું કામ આગળ વધી તે વધુ નફો કરે છે.

કોઇ વેળા સામટા જથ્થામાં માલ ઉતારનારૂ ખાતું સામટી ભાગિદારીનાં નિયંમ ઉપર કામ કરે છે, એક જોડા અથવા બુટ બનાવનારૂં ખાતું છે, તેમાં ઉપરીઓથી તે નીચલા વર્ગનાં કામદારો, તે ખાતાંનાં ભાગીદારો ગણાયે છે, અને નફા અથવા ખોટમાં તેઓની એક સરખી ભાગીદારી ગણાયે છે.

એ જાતનું ખાતું મુખ્ય મંડળીઓ સાથે જોડાયેલું હોયે છે, એવા ખાતાંમાં કામદારો સાથે મળીને પોતેજ જોઇતી પૈસાની રકંમ મેળવવાની ગોઠવણ કરે છે, તેઓ પોતામાંથીજ ઉપરીઓની, વહિવતદારોની નેમણુંક કરે છે. તેઓજ કેટલા કલાકો મહેનત કરવી, શું લવાજંમ લેવું, મહેનતનું શું દામ ઠેડવવું એ સર્વેની ગોઠવણ કરે છે, અને ખાટાંનો કારભાર સાથે મળીને પોતે ચલાવે છે, જેથી સભાસદોનાં અનુભવ અને જ્ઞાનમાં વધારો થતો જાયે છે.

એવાં ખાતાંઓને નિભાવી લેવાનું કામ મોટાં મુખ્ય મંડળોનું હોયે છે, અને તેઓ શરૂઆતનાં નાનાં ખાતાંઓને ટેકો આપે છે, જેથી નાનું ખાતુ થોડા વખતમાં મોટા પાયા ઉપર કામ કરતું થાયે છે. એ રીતે અરસપરસ સહાયતા આપનારી મંડળીઓ, સંસ્થાનોની સ્થાપના કરનારી કમીટીઓ, સસતા ભાવની દુકાનો ઉઘાડનારી મંડળીઓ, મનુષ્ય જાતનાં ભલાં માટે પ્રેમ, સ્વભોગ, પ્રમાણીક નિષ્ટા, અનુભવ અને જ્ઞાનની મદદથી દુનિયામાં ફતેહ મેળવી શકે છે, અને તેનો લાભ હજારો માણસો મેળવી શકે છે.

---

# વ્યાખ્યાન ૨.

## દેવદાસી થવાનો નિયંમ.

આપણા દેશમાં એક એવી જાતની રૂઢી પેવસ થઇ હતી, કે જે આખી સ્ત્રી જાતિને નામોશી લગાડે તેવી ગણવામાં આવે છે, તેને દેવદાસી થવાની રીતિ તરીકે ઓળખવામાં આવે છે. દેવદાસીનો અર્થ એ થાએ છે કે દેવ અથવા ખુદાની બંદી, દેવની સેવામાં હાજર રહેનારી સ્ત્રી. દહેરાંઓ, મંદિરો, દેવલો અને મઠો સાથે આ સ્ત્રીઓનો સંબંધ જોડાએલો રહે છે. આ સ્થળોનાં માલેકો, ઉપરીઓ, ધર્મની ક્રિયા કરનારાઓ અને બોધ આપનારાં માણસો પુરૂસો હોએ છે. દેવદાસીઓને આ સર્વે જાતના આદમીઓનાં સમાગમમાં ત્યાં આવવું પડે છે, એ ઉપરાંત તેઓને કેટલેક ઠેકાણે ગાવાનું તથા નાચવાનું પણ કરવું પડે છે. ક્રિશ્ચ્યન ધર્મ દૂનિયાંમાં ફેલાયો તે અગાઉ ઘણા પુરાણાં કાળમાં રોમ શહેરમાં **વેસ્તા નામની દેવિનું મંદિર હતું**, તે વેલા આ મંદિરની સેવામાં માત્ર સ્ત્રિઓ સિવાયે બીજાં કોઇને રાખવામાં આવતાં હતાં નહિ, અને તે સ્થળે પુરૂષોનો વસ્વાત કરવા દેવામાં આવતો હતો નહિ. સ્ત્રી જાતિમાંથી શહેરમાંની માત્ર અગ્યાર બાનુઓને પસંદ કરવામાં આવતાં હતાં.

આ બાનુઓ જ્ઞાનમાં ઘણા આગલ વધેલાં, ચાલાક અને ઉંચિ પવિત્રાઇ જાળવી શકે તેવી કુમારીકાઓ હતી. તેઓ **વેસ્તા**નાં મંદિરમાં રહી પોતાની આત્મિક શકિતઓ ખીલવવાની કોશેશ કરતી હતી, **વેસ્તાની** પુંજારી થવાનું એક સ્ત્રી માટે મોટું કામ ગણાતું હતું, કારણકે ઘણી જાતનાં બાધો સાથની ઉંચિ નિતીરિતીવાલી જીંદગી અને આત્મિક જ્ઞાન મેળવવાની અનહદ તલપ સિવાયે, દૂનિયાની બીજી જાતની મોજમઝાહમાં અથવા સંસાર વહેવારમાં તેઓ ભાગ લેઇ શકતી હતી નહિ. જીંદગીની સ્વચ્છતા મેળવવાને અને માત્ર ધર્મનાં કામને માટે આ બાનુઓએ પોતાની

જીંદગી રાજીખુશીથી નિર્માણ કરી હતી. શહેરમાં તેઓએ અર્પણ કરેલી શુદ્ધ જીંદગીને લીધે દરજ્જો બહુ મોટો હતો, વેસ્તાનું મંદિર એક બહુ સ્વચ્છ સ્થળ હતું, અને વેસ્તાનાં મંદિરમાં તેઓ સિવાયે કોઇ દાખલ થઇ શકતું હતું નહિ, અને જો કોઇ એક વેસ્તાની પુંજારિ અનિતીનાં માર્ગ પર ઉતરે અથવા દૂન્યાંની મોહજાળમાં લપટાયે તો મોતની શિક્ષા તેણીને થતી હતિ. શુદ્ધ જીંદગી અને વેસ્તાની પુંજારિઓની મનની ચઢયાતી શકિતઓને લીધે આફતની વેળા અને રાજકારોબારનાં મુશ્કેલ વખતમાં તેઓની સલાહ લેવામાં આવતી હતી.

આ રીતે સ્ત્રીઓનું જોડાણ ધર્મનાં સ્થળ સાથે બહુ પુરાણા કાળથી હતું, વેસ્તાની કુમારીકાઓની જે ઉંચ પંકિત તે વેલા હતી, તે સ્થિતી આપણે આજે દેવદાસીઓની જોતાં નથી. તેઓ જે અધોગતિમાં આવ્યાં હતાં, અને હલકા પ્રકારની જીંદગી ગુજારવા લાગ્યાં હતાં, તે જોતાં આ નિયમ આપણાં દેશમાંથી કાઢી નખાવો જોઇએ; કારણકે વગર સમજની નાની બાળકીઓને કંઇ પણ કેળવણી આપ્યા વગર, તેઓની વિચાર શકિત અને મન બૂઢ્ઢી ખીળે તે આગળ દેવની દાસી તરીકે અર્પણ કરવામાં આવે, તો નાની વયેની છોકરીઓની ભેટનો સ્વિકાર મંદિરો અને મઠોમાં થાએ છે. ધર્મનાં સ્થળોની હાલત, ત્યાં વસ્તાં લોકોનો સમાગમ અને હાલનાં સંજોગો જોતાં, જીંદગીનો ત્યાં સુધારો થાએ એવી તક મળે એમ ધારવામાં આવતું નથી. માબાપે અથવા વાલીઓએ જો એક કુમલી વયેની છોકરીને દેવદાસિ તરીકે ભેટ આપી હોએ, તો તેણી પોતાની ઉમ્મરમાં આવ્યા પછી, અને પોતાની ખરાબ હાલતનું ભાન થયા પછીબી જો તેણી ઇચ્છે તો મંદિરની સત્તામાંથી છટકી શકતી નથી, પણ આખી જીંદગી તેણીની મરજી ન હોએ તે છતાં ત્યાં ગાળવી પડે છે. માત્ર દહેરાં અને મંદિરો જેવી ધર્મની પવિત્ર જગ્યામાં જીવની શુદ્ધી સહેલાઇથી થઇ શકે છે, જીંદગીની સ્વચ્છતા આગળ વધારવાને, અને તંન અને મંનની

સારા પ્રકારની શક્તિઓ ખીલવવાને, તથા આત્મિક બળ વધારવાની નેમથી દેવદાસિઓ થવાનું ધોરણ આગલનાં વખતમાં ચાલું કર્યું હોએ, પણ હાલનાં વખતને તે અનુસરતું નથી, અને સ્ત્રીઓની જે દુર્દશા દેવદાસિઓ તરીકે થઇ છે, તે જોતાં આ સ્થિતીમાં તેઓ વધુ વખત રહે તે ઇચ્છવા જોગ નથી. સ્ત્રીઓનાં લાભો સાચવવાને દેવદાસી થવાનો કાયદો બંધ થવો જોઇએ; નાની છોકરીઓનાં વાલીઓ તેઓને મંદિરોમાં ભેટ આપી નહિ શકે, અને છોકરીઓને દેવદાસિઓ બનાવી ન શકે એવો કાયદો ઘડાવો જોઇએ. જે માણસો પોતાની નાની વયેના છોકરીઓને એ રીતે દેવદાસિઓ બનાવે તેઓને કાયદાનો બાધ લગાડી શિક્ષાને પાત્ર ગણવાં જોઇએ.

દેવદાસી થવાનો નિયમ બંધ કરવાને આપણી સરકારની દિલસોજી જણાએ છે, કારણકે ૧૯૨૪ માં એ બાબદ માટે ચલવલ થઇ હતી, પણ કાયદામાં પુરતો સુધારો નહિ થયાથી આ રૂઢી હજુર સુધી ચાલુ રહી છે. ત્યાર પછી સ્પટેંમ્બર માસમાં ઓનરેબ્લ મી૰ રામદાસ પાંન્તલુ રાજકારોબારિ મંડળીમાં આ રૂઢી બંધ કરાવવાને એક ઠરાવ લાવ્યા હતા, જેને આપણા દેશના સભાસદો અને મુખીઓ તરફથી ટેકો આપવામાં આવ્યો હતો, અને જાહેર મત એવા પ્રકારનું હતું કે આ નિયમ સ્ત્રીઓને નુકશાનકર્તા છે, માટે દેવદાસિ થવાની રીતિ બંધ થવી જોઇએ, પણ તે ઠરાવમાં કાયદાની બારિકીનો વાંધો નીકલ્યો તેથી તે પસાર થઇ શકયો નહિ. હવે સ્ત્રી જાતિનાં એક સભાસદ **ડાકતર મીસીસ મુથુલકસમી રેડી** આ નિયમ બંધ કરાવવાને માટે એક બીલ લાવ્યાં હતાં, મદ્રાસની ધારા બાંધનારી મંડળીમાં આ બીલ હતું, તેને સ્ત્રી જાતિ તરફથી ટેકો મલ્યો હતો, અને દેવદાસિ થવાનો નિયમ સ્ત્રીઓનાં લાભોને નુકશાન કર્તા છે, એવું સ્ત્રી જાતિનું મત હતું. આ બીલ મદ્રાસમાં પસાર થયું હતું. આખા દેશનાં સર્વે ભાગોમાંથી દેવદાસી થવાનો નિયંમ તદન બંધ થવો જોઇયે.

---

# વ્યાખ્યાન ૩.

## ફરજયાત પ્રાથમિક કેળવણી.

મુંબઇ ઇલાકા માટે પ્રાથમિક કેળવણીનું ધોરણ ચાલુ થયું છે, અને ૧૯૨૩ નું પ્રાઇમરી એડયુકેશન બીલ અથવા ફરજ્યાત પ્રાથમિક કેળવણી આપવાને કાજેનો ધારા ખરડો આખા ઇલાકાને લાગુ પડે છે, એ ખુશી થવા જોગ બિના છે. પણ આ કાયદાનો પુરતો લાભ લેવાવો જોઇએ અને તેને માટે સત્વર પગલાં ભરાવાં જોઇએ.

પ્રાથમિક કેળવણી આપવાને સારૂ પૈસો ખર્ચવાની કચાસ રાખવી ન જોઇએ. ઇલાકાનાં સર્વે બાળકોને પછી તે છોકરો અથવા છોકરી હોએ તે સર્વેને ફરજ્યાત મફત કેળવણી મળે એવી ગોઠવણ આ કાયદામાં રાખી છે, અને બાળકો વચ્ચે તફાવત નથી રાખ્યો તે સારૂં છે. પણ પૈસાની, જોગવાઇ નહિ હોવાને લીધે અને વ્યવસ્થા કરવાનાં પુરતાં સાધનો ન હોવાથી, દરેક ઠેકાણે આ કાયદાનો પુરતો લાભ લેવાને બની નહિ શકે એ વિચાર દલગિરી ઉત્પંન કરે છે. બાળ કેળવણી પછવાડે ખર્ચાએલું ધન વ્યર્થ જતું નથી. પ્રજાનાં નાના બાળકો વખત જવે શહેરીઓ થશે, અને સારા શહેરીઓ થવાને કાજે કેળવણીની વધુ અગત છે.

મફત પ્રાથમિક કેળવણી આખા ઇલાકામાં વસતાં બાળકોને ફરજ્યાત આપ્યાથી, ઇલાકાની સ્થિતિમાં સુધારો થવાનો વધુ સંભવ પેદા થાએ છે, અને તેને વાસ્તેનો બંદોબસ્ત વધારે સારા પાયાપર થવો જોઇએ.

આ કામમાં મ્યુનીસિપાલીટીઓ, સરકાર અને જાહેર મનુષ્યોએ સાથે મળી ફરજ્યાત કેળવણી આપવાનાં ધોરણને ફતેહમંદ કરવું જોઇએ. એ

બાબદમાં લોકોની દિલસોજી અને સહાયતા મેળવવાની જરૂર છે. દરેક શહેરો અને ગામોનાં ભાગો અને લત્તાઓમાં સ્ત્રી પુરૂષોની બનેલી મંડળીઓ સ્થાપવી જોઇએ; દરેક લત્તામાં વસ્તાં માતબર અને શીખેલાં લોકોએ તે ભાગ અથવા લત્તાની મંડળીમાં જોડાવું જોઇએ, અને તે લત્તાનાં બાળકોને પ્રાથમિક કેળવણી મળે છે કે નહિ, તેઓ શા માટે તેનો લાભ લેતાં નથી, અને કયા ઉપાયો યોજવાથી તેઓ વધારે મોટા પ્રમાણમાં કેળવણી લેઇ શકે, તે ઉપર ખાસ દેખરેખ રાખવાની અગત્ય છે.

આપણી સ્ત્રીઓમાં કેળવણીનો સારો ફેલાવો નહિ થવાનું મુખ્ય કારણ નાનપણમાં તેઓને ફરજયાત પ્રાથમિક કેળવણી આપવામાં નહિ આવી તેનું આ પરિણામ જોવામાં આવે છે. આખા ઇલાકાનાં દરેક પરગણાંની સ્ત્રીઓ જો ઠરાવ કરે, કે તેઓ સાથે મળી હમણાની ઓલાદની અવતરેલી બાલાઓને અજ્ઞાનતામાંથી બચાવાને માટે કામ કરવાને ખુશી છે, અને તેમાં થોડો પૈસો પણ વાપડવાને કાલજી દેખાડે, તો આ ઇલાકાની નાની વયેની બાલાઓને ફાયદો થાએ, અને પ્રાથમિક કેળવણીનો ફેલાવો વધુ ઝડપથી થઇ શકે.

એ માટે દરેક લત્તામાં નાની બાળકીઓમાં કેળવણીનો આગળ વધારો કરવાને, એક ખાસ સ્ત્રી સંસ્દા તે લત્તામાં રહેનારી સ્ત્રીઓની થવી જોઇએ. એ રીતે દરેક મોટા લત્તામાં તવંગર, ગરીબ અને શીખેલી સ્ત્રીઓની ભેગી મળેલી મંડળીઓ સ્થાપવી જોઇએ. જેઓનું મુખ્ય કામ બાળકોની કેળવણી કેટલે પ્રકારે આગલ વધે છે, કેવી જાતની કેળવણી મળે છે, કયાં બાળકો બીન કેળવાયેલાં રહે છે, શા માટે તેઓ કેળવણી લેઇ શકતાં નથી, એ સર્વે હકિકત જાણવાને, શોધખોલ કરવાને અને બાળકો પ્રાથમિક કેળવણીનો પુરતો લાભ લેઇ શકે, તેવી યોજનાં ઘડવાને અને તેમાં મદદ કરવાનો લગતું હોવું જોઇએ.

સુધરેલા અને આગલ વધેલા દેશોમાં એક બાળકની કેળવણી ત્રણ વર્ષની વયેથી શરૂ થાએ છે, અને રમત ગમત સાથે તેને થોડા પ્રકારનું જ્ઞાન કીંન્ડરગાર્ટન શાળાઓમાં મળતું જાએ છે, તેથી તે ચાર વર્ષની વયેમાં ભાષાની બારાખડી રમતમાં લખતાં વાંચતાં શીખી જાએ છે, અને ૭ વર્ષની વયેમાં ઘણા પ્રકારનું તે સારૂ જ્ઞાન ધરાવે છે. જ્યારે આપણાં દેશમાં ગરીબોનાં નાના બાળકોને માટે પુરતો બંદોબસ્ત નહિ હોવાને લીધે તેઓ ચિરડાઉ, ચવિત્રાં અને રઝળતાં થઇ જાએ છે.

આખા ઇલાકામાં પ્રાથમિક કેળવણીનો ઝડપથી ફેલાવો કરવાને પૂરતાં પગલાં ભરાવાં જોઇએ, અને ફરજયાત કેળવણી છોકરાંઓમાં દાખલ કરવી જોઇએ. આ માટે શરૂઆત ઓછામાં ઓછી પાંચ વર્ષની વયે થવી જોઇએ અને એક બાળકીને પાંચથી ૧૬ વર્ષ લગી શાળામાં ભણવું જોઇએ, તેણીને એ અરસામાં શીખતી અટકાવવી ન જોઇએ અથવા તેણીનાં માર્ગમાં હરકત થવી ન જોઇએ.

એક છોકરાએ ઓછામાં ઓછું ૧૮ વર્ષ લગી નિશાળમાં જઇ શીખવું જોઇએ, તેને ફરજયાત શાળામાં ૫ થી ૧૮ વર્ષ લગી રાખવો જોઇએ, કારણકે તેને મોટું થઇ નાણું પેદા કરવાનું છે, અને કુટુંબનું ગુજરાણ કરવાનું તેને માટે હોએ છે, તેથી પોષણ કરવાનાં સાધણો કેળવણી વગર મેળવી શકાતાં નથી, તે કાજે ૧૮ વર્ષ લગી છોકરાઓને નિશાળો અથવા કોલેજોમાં ભણવાને અને જુદા જુદા પ્રકારનો ઉદયોગ શીખાડવાને શાળાઓમાં અને હુન્નર શાળાઓમાં ફરજયાત મોકલવા જોઇએ.

આગલ વધેલા દેશોમાં ૧૬ વર્ષ લગી બેઉ જાતિને ફરજયાત કેળવણી આપવામાં આવે છે. અને ત્યાર પછી બે વર્ષ સુધી ખુશી પડે તો થોડા કલાક રોજની તેઓ જુદી જુદી બાબદોની મૂફ્ત કેળવણી લેઇ શકે છે. જો કે નાની વયેની છોકરીઓને પણ ઓછામાં ઓછું ૧૬ વર્ષ સુધી

નિશાળોમાં ભણાવું જરૂરતું છે, પણ હાલનાં સંજોગો જોતાં શરૂઆતમાં તેઓ માટે ૧૬ વર્ષ થવાં જોઇએ, અને તેઓને ફરજયાત ૧૬ અથવા ૧૮ વર્ષ સુધી શાળમાં ભણાવાની ગોઠવણ થવી જોઇએ.

આ જાતનાં બંદોબસ્ત વગર આખી પ્રજાને ભવિષ્યમાં લાભ થઇ શકતો નથી, તે કાજે આખા ઇલાકામાં બેઉ જાતિનાં બાળકોની કેળવણી આગલ વધારવાને સારૂ આપણે શહેર સુધરાઇ ખાતાંઓને, સરકારને અને માતબર અને શીખેલાં લોકોને આગ્રહ કર્યે છીએ, કે એ બાબદમાં સાથે મલી વધારે સારા પાયા ઉપર તૈયારીઓ કરી આ ધારાની યોજનાંનો પુરતો લાભ બાળકોને મળે તેવી વ્યવસ્થા કરવી, અને એ માટે પૈસો ખર્ચવાને અને કેળવણીને લગતો કારોબાર ચલાવવાને પછાત પડવું ન જોઇએ.

There is a side in the affairs of men which taken at the flood, leads on to fortune; omitted, all the voyage of their life is bound in shallows and in miseries.

જેમ સમુદ્રમાં ભરતિ આવે છે, તેમ મનુષ્યનાં કામકાજમાં ઉછાલો થાએ છે, જે જાહોજલાલી લાવે છે; પણ જો તે ઉછાલાની તક પડતી મૂકવામાં આવે છે, તો જીંદગીની મુસાફરી ખાડા ખબોચ્યાવાલી અને દલિદ્રતાથી ભરપુર થાએ છે.

આપણાં દેશમાં હાલનાં વખતમાં આગલ સુધારો વધારો કરવાની હિલચાલ થઇ રહી છે, જે ભરિત આવવાની નિશાંણી છે, તે વેળા સ્ત્રીઓએ ઉમંગથી આ તકને પકડી લેઇ, પ્રાથમિક કેળવણીનો ફેલાવો સર્વે સ્થળે કરવાને સાથે મલી પ્રયંત્ન કરવો જોઇએ.

---

# વ્યાખ્યાન ૪.

## નાનાં બાળકોની રમતગમત.

નાનાં બચ્ચાંઓની જુદા જુદા પ્રકારની રમતો જોવાને આપણને ગમે છે, અને હાલની વિદ્યા એવું જણાવે છે કે બચ્ચાંઓની રમતો નિહાળવાથી તેઓની વળણો કેવી છે તે જાણવાનું બની શકે છે. એક ઉધરતાં બાળકને વાસ્તે રમત ગમત અગત્યની છે, તેનાં કારણો ઘણાં છે. એક મોટી ઉમ્મરનું માણસ જો કંઇ સાધારણ રીતની સમજણ વગર વાત કરશે, તો આપણે કહીશું કે એવી બચ્ચાં જેવી વાતો શું લાવ્યા. ઉમ્મરમાં પુગેલું બાળક જો બરોબર રીતે કપડાં નહિ પહેડશે, અથવા સારી રીતે જમતી વખતે બેસશે નહિ, તો આપણે તેને કહીશું કે નાનાં બચ્ચાંની માફક હવે વર્તવું નહિ જોઇએ. જો એક પુખ્ત વયેનું માણસ બીજાં માણસને કંઇ બહેકાવતું હોએ, તો તે માણસ સામાં માણસને જવાબ આપશે કે મને શું તમે કંઇ બચ્ચું ધારો છો, મારામાં ઘણી સમજણ છે.

એ ઉપરથી આપણે જાણી શકશું કે એક નાનાં બચ્ચાંમાં સમજણની કોટાઇ હોએ છે. એક બાળકને સફાઇ કેમ રાખવી, કેમ નાહવું, શરિર કેમ ધોવું, કેવી રીતે દાંત, અને નખ સાફ કરવાં જોઇયે, કપડાં કેમ પહેડવાં જોઇએ, જમવા બેસ્તી વખતે કયાં અને કેમ બેસ્વું જોઇએ, સારી રીતે વાતચીત કેમ કરવી, એ સર્વે ચીજો માટે જો બાળકનું ધ્યાંન ખેંચવામાં નહિ આવે, અને એ બાબદની સમજણ નહિ આપ્યે, તો બચ્ચાં આનંદ ઉપજાવાને બદલે કંટાલા સમાન થઇ પડે છે.

રમત ગમત સાથે જ્ઞાન જોડાએલું હોએ છે, જ્ઞાનને લીધે રમત રમી શકાએ છે. બચ્ચાંને રમતો આગલ રેહીને શીખવવી જોઇએ, રમતમાં તેઓ કંઇ શીખી શકે એવી નેમ રાખવી જોઇએ. નાના બચ્ચાંને એક ઠેકાણે બેસી રહેવાનું ગમતું નથી, તેઓનુ શરીર અને મન આગલ

ખીલતું હોવાથી કોઇ પણ જાતની હીલચાલ કરવી એ તેઓ વાસ્તે કુદરતનો નિયમ છે. રમવું, દોડવું, કુદકા મારવા, અહિંથી ત્યાં કંઇ ચીજો લાવ લેઇ જાવ કરવાને તેઓને બહુ ભાવે છે. બાળકો વાસ્તે રમતો એવી રીતે ગોઠવવી જોઇએ, કે તેઓની જીંદગીને હાણી પૂગે નહિ, અને સાથે રમનારા બીજાં બચ્ચાંને પણ નુકશાન થાએ નહિ. એ વાસ્તે યુરપમાં નાનાં ત્રણથી ૭ વરસનાં બચ્ચાંઓ માટે **નરસરી સ્કુલ્સો અથવા બાળકોની શંભાળ રાખવાની શાળાઓ સ્થાપેલી** છે. જ્યાં તેઓને જુદી જુદી રમત ગમતો દેખાડી, જીંદગીની રાહરીતીમાં ધીમેથી કેળવવામાં આવે છે. બચ્ચાંનાં મનમાં ફુલો, જનાવરો, પક્ષીઓ વાસ્તે ચાહ પેદા કરવો જોઇએ, પોતાના બીજાં નાનાં ભાઇ બહેનો સાથે વહેંચીને ખાવાને, અને રમવાને શીખાડવું જોઇએ, તેઓમાં ઉત્સાહ દાખલ કરવો જોઇએ, કારણકે બાળકોનું ભાન દિનપર દિન આ દૂન્યાની બાબદો માટે ખીલતું જાએ છે, અને જેમ એક બાળકનું ભાન વધારે ખીલે છે તેમ તે વધારે આનંદ મેળવે છે, મોટા માણસને પણ એક બાળકનું ખીલતું ભાન જોવાને ખુશાલી લાગે છે. આ આનંદ અનેક પ્રકારનો હોએ છે. બચ્ચાંનું બોલવાનું, રમવાનું, તેનામાં ઉત્પંન થતી કાર્ય કરવાની શક્તિઓ સઘળું માણસનાં જીગરમાં આનંદ લાવે છે.

મોટી ઉમ્મરનાં મનુષ્યો આપ અખત્યાર હોવાને લીધે, તેઓ માટે તરેહવાર જાતનાં મોજમજાહ કરવાનાં સાધનો હોયે છે; પણ બાળકો માટે તો કોઇ વ્યવસ્થા કરીને તેઓને રમત ગમતનાં સાધનો મેળવી આપે, ત્યારે તેઓ રમત ગમતની મોજ મેળવી શકે છે. તેથી એ કાજે ગોઠવણ કરીને બચ્ચાંઓને રમુજ આપવાનું ઘણુ પ્રસંસાને પાત્ર છે.

બાળકોની રમતો નિહાળવાથી મોટાં માણસોનાં મનમાં પણ આનંદનો પ્રસાર ફેલાયે છે, એ માટે આગલ વધેલા દેશોમાં નાનાં બચ્ચાંઓની સંભાળ લેનારી શાળાઓમાં બાળકો ખુશી થાયે અને રમુજ મેળવે તેવાં સાધનો

ગોઠવેલાં હોયે છે. જેથી નાની વયેનાં બાળકો ગમત કરતાં સાથે જ્ઞાન પણ મેળવે છે. તહેવારોનાં દિવસો ઉપર મોટાં સાથે નાનાંઓ પણ રમુજ મેળવે માટે મેળાઓ, તમાસાઓ, પ્રદર્શનો ગોઠવવામાં આવે છે. અને આ નાના જીવો ઉલટથી મેળામાં જઇને પોતાને ગમે તેવા રમકડાં ખરીદે છે, ત્યારે તેઓને ઘણો સંતોષ થાયે છે. નિર્દોષ તમાસાઓ પણ બાળકોને જોવાને પસંદ પડે છે, અને ચકરીઓ ઉપર બેસ્વાનું તેઓને ગમે છે, જેથી તેઓ રમુજ મેળવે છે.

Bless this little heart, this white soul that has won the kiss of heaven for our earth.

He loves the light of the sun, he loves the sight of his mother's face. He has not learned to despise the dust, and to hanker after gold, clasp him to your heart and Bless him.

He has come into this land of an hundred cross roads.

I know not how he chose you from the crowd, came to your door, and grasped your hand to ask his way. He will follow you laughing and talking and not a doubt in his heart.

Keep his trust, lead him straight and bless him.

આ નિર્દોષ નાનાં જીવને તમારા આશીર્વાદ આપજો, કે જે બહેસ્તમાંથી નીચેની ધરતી ઉપર આવ્યું છે.

આ નાનકડો જીવ સૂર્યનાં અજવાળાંને અને માંતાનો ચ્હેરો જોવાને પસંદ કરે છે. આ નાનું બચ્ચું હજુર કોઇને ધીક્કારવાને શીખ્યું નથી, અને પૈસા મેળવવાને તેનો જીવ તળપતો નથી. એવા નાના જીવને તમારી ગોદમાં દાબો અને આશીર્વાદ આપો.

આ ધરતી ઉપર આ નાનો જીવ હજારો અડચણો પસાર કરીને આવ્યું છે, જન સમુહમાંથી તમુને કેમ પસંદ કર્યા, તમારે ઘેરે કેમ આવ્યું અને પોતાનો રસ્તો સરળ કરવાને તમારો હાથ કેમ પકડયો, તે માટે હું જાણુતો નથી.

આ નાનો જીવ તમારી પુઠે ચાલશે, તે તમારી સાથે વાતો કરશે અને હસ્શે, પણ તેના જીગરમાં તમારે માટે કશો પણ સંદેહ નથી.

આ નાના જીવનો વિશ્વાસ મેળવજો, તેને સીધે રસ્તે દોરવજો અને તમારા આશીર્વાદ આપજો.

---

# વ્યાખ્યાન ૫.

## મત આપવાનો અધિકાર.

બાનુઓનાં હકો માટે ગ્રેટ બ્રીટંનમાં જે લડત ચલાવામાં આવી હતી, તે તપાસ્તાં એમ માલમ પડે છે કે ઘણાં વર્ષો સુધી તેઓને મત આપવાનો હક મેળવવાને ખોટી થવું પડયું હતું.

એ અરસામાં તેઓ જુદી જુદી જાતની ચલવલો કેમ ઉભી કરવી, તેમાં કેવી રીતે પુર ઉત્સાહથી ભાગ લેવો, અને તે ચલવલનું સારૂં પરિણામ કેમ લાવવું, તે શીખવાને બાનુઓનાં મોટા ભાગને તક મળી હતી. તેથી પ્રજાને માટે તે લડત ફાયદાકારક નીવડી હતી.

ત્યાંની બાનુઓ ગામડાંઓ અને શહેરથી દૂરની જગ્યાઓમાં જઇને બીજી સ્ત્રીઓ અભણ હાલતમાં નહિ રહે, તેની ખબરદારી રાખતાં હતાં. અને સ્ત્રીઓ સારી રીતે વાંચી લખી શકે તે શીખાડવાને, ઘણી જગ્યાએ કેળવણીને લગતા વર્ગો ઉઘાડીને પોતાનો ફુરસદનો વખત ગામડાંઓની સ્ત્રીઓને શીખાડવામાં પસાર કરતાં હતાં.

મોટાં શહેરોમાં મહીનામાં ઘણીવાર સભાઓ ભરી સ્ત્રીઓની શહેરી ફરજો શું છે, અને તેઓ તે કેવી રીતે બજાવી શકે તે ફરજેનું જ્ઞાન તેઓ સ્ત્રી જાતિમાં ફેલાવતાં હતાં. જેથી બાનુઓને વિચારો કરવાની અને જ્ઞાન લેવાની ટેવ પડી હતી, અને તેનો લાભ સ્ત્રીઓનાં મોટા જન સમુહને મળતો હતો.

શહેરી સુધારાઓ કેવા પ્રકારનાં હોવા જોઇયે, તે માટે બાનુંઓ ખાસ અભ્યાસ કરીને, શહેરનાં લોકો ઉપર પડતી અગવડો દૂર કરવાને બનતી મદદથી મહેનત કરવાને તેઓ તત્પર રહેતાં હતાં.

આ માટે બાનુઓ ચોક્કસ વર્ગોની સ્ત્રીઓને તાલીંમ આપીને, તેણીઓને આગલ પાડવાને માટે હરએક જાતની તકો આપવાને માટે કોષેશ કરતાં હતાં.

જેનાં પરિણામે હાલનાં જમાનાંમાં ઘણી શહેરી મંડળીઓમાં, પ્રજાકય ટોળીઓમાં, જાહેર ખાતાંઓમાં, અને હરએક તરેહનાં ધંધા રોજગારનાં ઠેકાણાંઓમાં બાનુઓ ઉપ્યોગી થયાં છે.

દરએક બાબદની તાલીંમ લેવી, વિદયા હુન્નરને લગતો અભ્યાસ કરવાને, ખંતથી લાંબાં વર્ષો સુધી કામની માહીતગારી મેળવવાને મહેનત કરી તકલીફ ઉઠાવવાને આ બાઇઓ પાછળ પડતાં નથી.

ત્યાં માત્ર ચોપડીઓનુંજ જ્ઞાન સ્ત્રીઓને આપવામાં આવતું નથી, પણ પ્રજા સંબંધી વ્યવહારૂ કામ જાતે કેમ કરવું, તેનો પણ અનુભવ

જુવાન સ્ત્રીઓને મળી શકે છે, અને તેણીઓ જાતી મહેનત કરીને આગલ વધે છે, બાળકીઓની નિશાળોમાં અંગ બળ ખીળવવાની તરેહવાર પ્રકારની કસરતો કરવાનાં સાધનો સાથે જોડાયેલાં હોયે છે. જેથી છોકરીઓનું શરિર પહેલેથીજ મજબૂત રાખવાને બની શકે છે.

જે નિશાળોમાં એવી જાતની સગવડ હોતી નથી, ત્યાં જુદી જગ્યાઓમાં એવાં ખાતાં ચાલુ કરેલાં હોયે છે, જેનો લાભ જુવાન ઓલાદ લેયે છે. જે સ્ત્રીઓ શીખી ન શકે તેવી હોયે, તેણીઓને કાંતવાનું, વણવાનું સારી રીતે ઘરનું કામકાજ કેમ કરવું, રાંધવાનું અને બચ્ચાંની માવજત કરવાનું, માંદાં માણસોની સારવાર કરવાનું, ગાવાનું, વજાડવાનું શીખાડવામાં આવે છે, જેથી તેઓ એ જાતનાં ધંધામાં રોકાઇ શકે છે.

યુરોપનાં લોકોમાં અને ત્યાંનાં વાતાવરણમાં ચલવલ કરવાની શકિત પંઠરાઇ ગયેલી માલમ પડે છે. ત્યાંની આંબોહવા ઉપર કામ કરવાની શકિતનો આધાર વધુ રહે છે.

એ લોકો કયારે અને કેટલો વખત કામ કરવું તે બરોબર સમજે છે. વખત કેટલો કિંમતી છે, અને તેનો કેવો ઉપ્યોગ થાયે છે, તે ઉપર બહુ લક્ષ આપવામાં આવે છે.

કામ કર્યા પછી કેટલી આસાયેસ લેવી, અને શરિરને તથા મંનને તાજગી કેમ આપવી તે, બરોબર રીતે સમજીને કરવામાં આવે છે, તથા તેને લગતાં લોકો માટે સાધનો મેળવવાની સગવડો પણ ત્યાં તૈયાર હોયે છે.

ત્યાં જન સમુહનાં મોટા ભાગને શરિરની જાળવણી કેમ કરવી, તંન્દુરસ્તી કેમ સાચવવી, અંગ બળ ખીળવવાને અને મંનની શકિતઓ બહાર લાવવાને માટે ખાસ કેળવણી આપવામાં આવે છે, અને મોટા પ્રમાણમાં તે જાતનાં ઉપાયો યોજવાની કોષેશો થાયે છે.

ત્યાંની પ્રજાઓએ જીંદગીની સગવડો મેળવવાને, આરોગ્યતાનાં નિયમો જાળવવાને, શારીરીક અને મંન શકિતની ખીળવણી કરવાને હાલની વિદ્યાને ટેકો લેઇને પ્રયતન કર્યો છે, અને હરસાલ તેમાં નવા સુધારા વધારા થાયે છે. ત્યાંની પ્રજાઓનો એક ગુણ એ છે, કે તેઓ જીંદગીની જાત જાતની અગવડો વેઠવાને રાજી હોતાં નથી, અને તેઓ સમજે છે કે જીંદગી સુખી થવાને માટે છે. તેથી તેઓ જીંદગીનાં દુઃખદર્દો અને અગવડો દૂર કરવાને તુરત ઉપાયો લે છે.

એક જાતની રીત અથવા યોજનાથી જો પ્રજાને સંતોષ મળતો નથી, તો તેઓ તે યોજનાંને પડતી નાખવાને બીહતા અથવા શરમાંતા નથી; પણ ચતુર બુદ્ધિનાં માણુસો સાથે મળી, હરેક યોજનાનું વાજબીપણું જન સમુહનાં મોટા ભાગને કેટલું સારૂં કરી શકશે, તેનું તોલ કરે છે, અને એવાં દરેક કામમાં બાનુઓ પોતાનો ફાળો આપે છે.

સ્ત્રીઓ વાદવિવાદ કરીને ઘણી જાતની સૂચનાંઓ સુધારાઓ માટે મોકલે છે. પણ પહેલે તેઓ અભ્યાસ કરે છે, તેને લગતું કામ કરે છે, પછી સૂચનાંઓ ફાયદાકારક છે કે નહિ તે તપાસે છે, જેથી અનુભવ અને જ્ઞાનનું બળ અજમાવી શકે છે, ત્યાર પછી સૂચનાંઓને અમલમાં મૂકવાને લોકો હિંમત દેખાડે છે, તે માટે ધંનનો ઉપ્યોગ કરે છે, અને પોતે શ્રંમ વેઠીને સુધારાઓને ફતેહમંદ કરવાને કાજે, મહેનત, પૈસા, વખતનો ભોગ અને જાતી મદદ આપવાને તૈયાર હોયે છે.

ગ્રેટ બ્રીટનમાં અને બીજા પશ્ચિમ તરફનાં દેશોમાં પુરૂષો સાથે સ્ત્રીઓ ઘણી જાતનાં ધંધામાં સમાધાંનીથી કામ કરી શકે છે.

ત્યાં સ્ત્રીજાતિને પુરૂષ વર્ગ સાથે એક સરખી ગણવામાં આવે છે. તેણીઓને ઘરમાં, જાહેર મંડળોમાં, ધંધામાં અને પ્રજાકય કામકાજમાં ઘણી રીતે એક સરખી તક આપવામાં આવે છે, જેથી સ્ત્રીઓની કામ કરવાની

શક્તિઓ બહોળા પ્રમાણુમાં બહાર આવી શકે છે, અને તેણીઓ ઉપયોગી કામો કરીને દેશને ફાયદો કરે છે. સ્ત્રીઓ જરાપણ ડર રાખ્યા વગર બધી જાતનાં કામો કરવાની કેળવણી લેયે છે, અને વગર અચકાવે તે કામોમાં પોતાનાં તંન અને મંનનું જોર અજમાંવે છે.

જેથી સ્ત્રીઓ સાબેત કરી આપે છે કે સારા પ્રકારની બરોબર કેળવણી જો એક સ્ત્રીને નાનપણથી આપવામાં આવે છે, તો તેણી ઉમ્મરે પૂગતાં જ્યારે તેણીને કામ કરવાનો સંભવ આવે છે, ત્યારે તેણી સારી રીતનું કામ બજાવી શકે છે, અને પોતાની ખીળેલી મંન અને તંન શક્તિની સાબેતી આપે છે.

જેથી સ્ત્રીઓ પુરૂષ વર્ગને માટે બોજા સમાન થઇ પડતાં નથી, પણ બંન્ને જણાં સાથે મળીને સંસારનો ઉધ્ધાર લાવી શકે છે.

ત્યાં એક બાળકને બે અથવા ત્રણ વર્ષની વયેથી સારી આદતો પાડવાને, જમવાનું, નાહવાનું, તંન સાફ રાખવાને, કપડાંની સંભાળ લેવાને અને તંનદુરસ્તી સાચવવાનાં ઉપાયો શીખાડવામાં આવે છે, જેથી તે બાળક નિયમિત જીંદગીનાં મીઠાં ફળો નાનપણથી મેળવી શકે છે. ગરીબોનાં બાળકોની પહેલેથી જતન લેવામાં આવે છે, અને જાહેર ખાતાંઓનો લાભ તેઓને મળે છે. જમાનાંનાં ફેરફાર સાથે બહારના સંજોગોમાં પણ ફેર પડવો જોઇયે, એવું સ્ત્રીઓ સમજે છે; તેથી તેઓ પુરૂષોનાં માર્ગમાં અટકાવ નાખતાં નથી, પણ તેઓની સાથે મળીને ફેરફાર કરવાને જલદીથી મદદ આપે છે, જેથી સુધારો વધારો કરવાનું કામ ત્યાં મુશ્કેલ થઇ પડતું નથી.

ત્યાં નાનપણથી બાળકોને હમારો દેશ એ મુદ્રાલેખ શીખાડવામાં આવે છે, હરએક તદબીરથી દેશ માટે લાગણી અને પ્યાર કોમલ જીગરમાં પહેલેથી વહેતો કરે છે, જેનાં પરિણામમાં એક મરદ અથવા ઓરત

જવાન વયથીજ દેશને ચઢતી પંકિતમાં લાવવાને અને રાખવાને મહેનત કરે છે, અને દેશનાં વધારા માટે ઘણી જાતનાં ભોગો આપવાને પણ ડરતાં નથી.

દર વર્ષે સ્ત્રી જાતિની હાલત સુધારવાને, તેઓ તરેહવાર જાતનાં ઉપાયો અને જુદી જુદી ઢપની માગણીઓ દેશ સાંમે રજુ કરે છે.

તેઓની ઘણી માગણીઓનો સ્વિકાર થાયે છે, કારણકે સ્ત્રીઓનો મોટો ભાગ લખી વાંચી શકે છે, જેથી પોતાની હાલત સુધારવાનાં ઉપાયો જલદી લેઇ શકે છે, અને જે સગવડો તથા તકો આપવામાં આવે છે, તેને અસરકારક રીતે ઉપ્યોગમાં લે છે, અને તે માટે મહેનત કરે છે.

એ કાજે સ્ત્રીઓ દુન્યાંનાં ઘણા ભાગોને લગતું જ્ઞાન ઝડપથી મેળવે છે, અને સાર્વજનિક સભાઓ અને મંડળીઓનાં સભાસદો તરીકે કામ કરવાની શકિતઓનો પુરાવો આપે છે.

હિન્દ દેશની સ્ત્રીઓને મત આપવાનો અધિકાર પહેલો મદ્રાસ ઇલાકામાં મલ્યો હતો. ત્યાર પછી મુંબઇમાં મત આપવાનો હક સ્ત્રીઓને મલ્યો હતો. જોડયા પ્રાંતો અને દેશનાં બીજા ભાગો એ સ્ત્રીઓને એ હક રફતે રફતે આપ્યો હતો. માઇસોર, ત્રાવંનકોર, કોચીન, બરોડા, જલવાડ એવાં રાજ્યોમાં પણ સ્ત્રીઓને મત આપવાની પહેલે છૂટ મળી હતી. એ રીતે હિંન્સ્થાનમાં સ્ત્રીઓનો દરજ્જો ચઢતા પ્રકારનો બનાવવાને માટે પુરૂષ વર્ગ તરફથી સારી મદદ મળી હતી.

હાલમાં સ્ત્રીઓને માત્ર મત આપવાનોજ અધિકાર નથી, પણ તેણીઓ દેશની કાયદા બાંધનારી મંડળીઓની સભાસદો થઇ શકે છે, મોટા ઓદ્ધાઓ ઉપર આવી શકે છે, અને દેશ કારોબારમાં સ્ત્રીઓને ભાગ મળી શકે છે, અને પુરૂષો સાથે દેશ સેવા કરવાને તથા દેશનો સુધારો વધારો લાવવાને સ્ત્રીઓ મદદ આપી શકે છે.

હિંન્દ દેશની સ્ત્રીઓને મત આપવાનો હક બ્રીટીશ પાર્લામેંન્ત તરફથી આપવામાં આવ્યો હતો. એવી ગોઠવણ કરવામાં આવી હતી, જે હિંન્દની દરેક પ્રાંતની કાયદા બાંધનારી મંડળીઓનાં હાથમાં સત્તા આપવી, જેથી જેબી ઇલાકાઓની કાયદા બાંધનારી મંડળીઓનાં સભાસદોની મરજી હોયે, ત્યાંનાં ભાગોની સ્ત્રીઓને મત આપવાનો અધિકાર તેઓ આપી શકે, એવી વ્યવસ્થા કરવાનો હક બ્રીટીશ પાર્લામેંન્ત તરફથી દેશની મંડળીઓને આપવામાં આવ્યો હતો.

એ બાબદમાં ભારત દેશનાં પુરૂષ વર્ગ તરફથી વિરૂધ્તા દેખાડવામાં આવી હતી નહિ, એ ખુશી થવા જોગ બનાવ છે.

દેશની ઉન્નતી માટે સ્ત્રીઓ અને પુરૂષોનો સુધારો વધારો સાથે થવો જોઇયે, અને સમાન હકોની જાળવણી થવી જોઇયે.

સુધરેલા દેશોમાં પ્રજાને મત આપવાનો હક આપવો, તે રાજકારોબારમાં ભાગ લેવાને માટે પહેલું પગથ્યું છે, એમ લેખવામાં આવે છે, અને જે પગથ્યાં મારફતે પ્રજા માટે આગળ વધવાનો રસ્તો ખુલ્લો થાયે છે.

હિંન્દુસ્થાનમાં પુરૂષો માફક એકવીસ વર્ષની વયે એક સ્ત્રી મત આપવાનો અધિકાર ભોગવી શકે છે. દરેક સ્ત્રી મત આપી શકતી નથી, પણ જેઓ માલમિલકત ધરાવતાં હોયે, લખી વાંચી શકતાં હોયે, કર વેરો ભરતાં હોયે, પોતાનાં ધંધા રોજગારની આવક મેળવતાં હોયે, કમાઇ કરી શકતાં હોયે, પોતાની દોલત હોયે, એવાં સર્વે માણસો જેઓ કરવેરો આપતાં હોયે, તેઓ સર્વે અને જે ઓરતોનાં ધણીઓ સરકારી ઓધ્ધાઓની ફરજો બજાવતાં મરંણ પાંમ્યા હોયે તેઓની બાયડીઓને પણ મત આપવાનો અધિકાર આપ્યો છે. જે માણસો રૂપ્યા દશનું ભાડું પોતાને નામે ભરતાં હોયે તે સધળાં માણસો મત આપવાનો હક ભોગવી શકે છે.

રાજકારોબાર ચલાવનારી અને કાયદા બાંધનારી મંડળીઓનાં સભાસદો ચુંટી કાઢવાને માટે મત આપવાનો હક ઉપયોગી થઇ પડે છે. જેથી ચુંટણી વેળા મત આપવાનો અધિકાર ધરાવતાં સઘળાં મનુષ્યો પોતાની ઇચ્છા પ્રમાણે મંડળીઓમાં સભાસદોને મોકલી શકે છે.

ગ્રેટ બ્રીટંનમાં સંજોગોને સબબે પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોવાને લીધે, મત આપવાનો હક ધરાવવાને સ્ત્રીઓ માટે ત્રીસ વર્ષની ઉમ્મર રાખવામાં આવી હતી.

બરમાંમાં ૧૮ વર્ષની વયે એક સ્ત્રી મત આપવાનો હક ભોગવી શકે છે, કારણકે બરમીસ બાનુઓ કેળવણીમાં આગલ વધેલાં છે અને મોટા પ્રમાંણમાં છૂટાપણુ ભોગવે છે.

મત આપવાનો અધિકાર મેળવ્યાથી દેશની સ્ત્રી મંડળીઓમાં જાગૃતી પેદા થાયે છે, અને સારા પ્રકારની મોટી ચલવલોમાં ભાગ લેવાને સામર્થવાન થાયે છે, અને સુધારાની યોજનાઓ અમલમાં મુકવાને સ્ત્રી જાતિ પોતાનો ફાળો આપી શકે છે.

---

# વ્યાખ્યાન ૬.

## ધારા અથવા કાયદા બાંધનારી મંડળીઓ.

સુધરેલા જમાંનાંમાં એક દેશને લગતા કાયદા કાનુનો ઘડવાને ધારા મંડળીઓ હસ્તીમાં આવી છે.

આ મંડળીઓ મારફતે કયા કાયદાઓ દેશનાં લાભને માટે છે, અને કયા નુકશાન કર્તા છે, તે માટે મંડળોમાં વાદવિવાદ કરીને ધારાઓનાં લાભો અથવા ગેરલાભો પુરવાર કરી શકાયે છે.

મંડળો મારફતે નવા ધારાઓ બાંધી શકાયે છે, જુના કાયદાઓમાં સુધારો કરી શકાયે છે અને અઘટીત કાયદાઓ કાઢી નાંખી શકાયે છે.

દેશની ધારા બાંધનારી મંડળીઓમાં બેઠકો મેળવવાને ઉમેદવારી કરવામાં આવે છે. બેઠકો મેળવવાને માત્ર લાયકાત ધરાવનારાં સ્ત્રી પુરૂષોજ પોતાની ચુંટણી કરાવવાને બહાર આવે છે.

એક દેશનાં પ્રાંતો અથવા જીલ્લાઓનાં ઘણા વિભાગો કરવામાં આવ્યા હોયે છે, અને તેવા વિભાગોમાંથી ચોક્કશ સંખ્યામાં ધારા મંડળીઓમાં જવાને કાજે લાયકાત ધરાવનારાં મનુષ્યો ચુંટણીમાં ભાગ લેવાને માટે, પોતાનાં નાંમો ઉમેદવારો તરીકે નોંધાવે છે.

સાધારણ રીતે ઉમેદવારોમાં ચુંટણી વેળા હરિફાઇ થાયે છે, કારણકે એક અથવા બે બેઠકો મેળવવાને માટે પાંચ અથવા છ ઉમેદવારો ચુંટણીમાં ભાગ લેયે છે.

દરેક વિભાગો માટે ઉમેદવારોની સંખ્યા એક સરખી હોતી નથી, જે માટે આગલથી ગોઠવણ કરવામાં આવે છે, અને વધતા અથવા ઓછા પ્રમાણમાં ઉમેદવારી કરવાને લાયેક માણસો બહાર આવે છે.

જે આદમીઓ મિલ્કત ધરાવતા હોયે, પોતાની આવક ઉપર કર અથવા ઇનકંમતેકસ ભરતા હોયે, ઘરો અથવા ઓરડાઓ ભાડે રાખીને પોતાને નાંમે ભાડું ભરતા હોયે, યુનીવર્સીતીમાંથી તાલીંમ લેઇને પસાર થયેલાં માણસો સાત વર્ષો પછી ઉમેદવારોને મત આપી શકે છે. હિંન્દુ, મુસ્લમાન, પારસી, ક્રીસ્ચ્યંન એવી દરેક જાતોનાં દેશમાં વસ્તાં લાયકાત ધરાવનારાં માણસો ઉમેદવારી કરે છે.

યુરોપ્યંન અને હિન્દી વેપારી મંડળો તરફથી પોતાનાં લાભો સાચવવાને ધારા મંડળીઓમાં પ્રતિનિધીઓને મોકલવામાં આવે છે. યુનીવર્સીતી

તરફથી પણ પ્રતિનિધી માટે બેઠક મેળવવામાં આવે છે. કારખાંનાંઓનાં માલેકો તરફથી પણ પ્રતિનિધી મોકલવામાં આવે છે. જમીંનદારોનાં લાભો જાળવવાને તેઓમાંથી પ્રતિનિધીઓ મોકલે છે. એંગ્લો ઇન્ડયંન્સ, હરીજણો ઇન્ડયંન ક્રીસ્ચ્યંનનો પણ પ્રતિનિધીઓ મોકલે છે. સરકાર તરફથી પણ થોડા સભાસદોની નેમણુક કરવામાં આવે છે. જન સમુહમાંથી લાયકાત ધરાવનારા જે મનુષ્યો પ્રજા તરફથી ચુંટી કઢાયેલાં હોયે તેઓ સભાસદો થઇ શકે છે. અમલદાર વર્ગની પણ સભાસદો તરીકે નેમણુક થાયે છે, જેઓ પ્રજા તરફથી ચુંટી કાઢવામાં આવે છે.

એ પ્રમાણે બે રીતે મંડળીની બેઠકો મેળવી શકાયે છે. ચુંટણીમાં ભાગ લેઇ, તેમાં ફતેહમંદ થયાથી રાજ કારોબારનાં મંડળોમાં દાખલ થઇ શકાયે છે.

જે પત્રમાં મત આપવાને લાયકાત ધરાવનારાં આદમીઓ પોતાનુ મત નોંધી આવે છે, તેને ચુંટણી પત્રકો કહેવામાં આવે છે.

હિંન્દ દેશમાં માત્ર એકજ જાતનાં લોકો વસ્તાં નથી, પણ જુદી જુદી જાતો હોવાથી દરેક જાતનાં લાભો જાળવવાને, અને નાની અથવા મોટી કોમની સંખ્યા પ્રમાણે, દરેક જાતો માટે વધતી અથવા ઓછી સંખ્યામાં સભાસદો ચુંટાએ એવી ગોઠવણુ કરવામાં આવે છે.

ત્રણ વર્ષો સુધી એક સભાસદ ધારા મંડળોની બેઠક રાખી શકે છે. જો ફરીથી બેઠક મેળવવાની મરજી હોયે તો બીજી વેળા ચુંટણીમાં ભાગ લેઇ શકે છે, અથવા નેમણુક કરાવી શકે છે.

ધારા મંડળીમાં સભાસદો ઉપરાંત એક પ્રધાન અથવા વજીર Prime Minister હોયે છે, પ્રધાનની સત્તાને માન આપીને જુદી જુદી બાબદો ઉપર સભાસદો વાદવિવાદ મંડળીઓમાં કરે છે.

મંડળીનો એક ભાગ મંત્રીઓની આફીસ અથવા કચેરી હોયે છે, જ્યાં મુખ્ય અધિકારીઓનાં સેક્રેટરીઓ તેઓનાં ખાતાંને લગતું કામ કરે છે, જેને સેક્રેતોરયલ ડીપોર્ટમેન્ત કહેવામાં આવે છે.

મંડળીઓમાં સભાસદો પોતાની મરજી પ્રમાણે પક્ષોમાં અથવા ટોળીઓમાં વહેંચાયે છે, અને એ રીતે જુદા જુદા ભાગોના પક્ષો બનાવે છે. આ પક્ષો પોતાનાં સભાસદોમાંથી ઉપરીઓને અને ઓધ્ધેદારોને ચુંટી કાઢે છે.

મોટા ઓધ્ધેદારોમાં કાયદાશાસ્ત્રીનો ઓધ્ધેદાર, કેળવણી ખાતાંનો અમલદાર, જાહેર કામકાજ માટેનો ઓધ્ધેદાર, રાજ્યકારોબારની વ્યવસ્થા કરવાને માટેનો ઓધ્ધેદાર, આવક જાવકનો પૈસાનો હીસાબ રાખનાર ખજાનચી, આરોગ્યતા જળવાયે, હવા, પાણી સ્વચ્છ રહે તેની દેખરેખ રાખનાર અમલદાર, વાર્ષિક ઉપજ અથવા મહેસુલની તપાસ રાખનાર ઓધ્ધેદાર હોયે છે. એ રીતે રાજકારભાર ચલાવવાને દિવાન ઉપરાંત જુદી જુદી પદવી ધરાવનારા અમલદારો સાથે મળીને કામ કરે છે.

મંડળીઓમાં જુદા જુદા લાભો અને વિચારો ધરાવતાં મનુષ્યોનો સમૂદાયે થયેલો હોવાથી, કુદરતી રીતે સભાસદો પોતાની વલણ મુજબ નાની ટોળકીઓમાં વહેંચાઇ જાયે છે, જેને પાર્તીઓ અથવા ટોળકીઓ કહેવામાં આવે છે. મુખ્ય બે ટોળકીઓ ધ્યાંન ખેંચે છે, એક સરકાર તરફની ટોળી અને બીજી વિરોધ દેખાડનારો સભાસદોનો ભાગ છે.

દેશનાં વડા હાકેમની સત્તા સર્વોપરી ગણાયે છે. ઇલાકાઓના હાકેમો રાજકારોબારનો કબજો પોતાનાં હાથમાં રાખે છે. જેઓ દેશના વડા હાકેમની સત્તાને માન આપે છે, ઇલાકાઓનાં વડાઓની સહાનુભુતી અને સરકારી મંડળોની મરજીથી, દેશને લગતા કાયદાઓને પ્રજા મંડળીઓ અમલમાં મેળી શકે છે, અને ધારાઓ પસાર કરી શકાયે છે.

---

# વ્યાખ્યાન ૭.

## કેદખાનાંઓ.

સર્વે દેશોમાં દોષીત અપરાધો માટે અપરાધીઓને નાની મોટી સજાઓ કરવામાં આવે છે, જે જાતનો ગુન્હો અને અપરાધ તે માફકની સજા મલે છે.

આ સજાઓ ભોગવવાને કેદખાનાઓ બનાવવામાં આવ્યાં છે. જ્યાં મનુષ્યોની જીંદગીપર જાતજાતનો અટકાવ નાખવામાં આવે છે.

હાલનાં સુધરેલા દેશોમાં એવા કાયદાઓ અમલમાં મૂકવામાં આવે છે, કે સાધારણ ગુન્હેગારો તરફ અતિષ્ય ઘાટકીપણુ નહિ વાપરતાં, તેઓની જીંદગી સુધારવાનાં, કંઇ ઉદયોગ હુન્નર શીખાડવાનાં, તેઓની ચાલચલણ બરોબર થાએ એવા ઉપાયો લેવાને ઉત્તેજન આપવામાં આવે છે, અને બેહદ જુલમાત અપરાધીઓપર કરવામાં આવતો નથી.

પશ્ચિમનાં સુધરેલા મોટા દેશોનાં કેદખાનાંઓમાં અને કેદીઓને રાખવાની ઢપોમાં દિંનપરદિંન સુધારો થતો રહે છે. જ્યારે હિંન્દુસ્થાનમાં એ બાબદ ઉપર પુરતું ધ્યાન આપવામાં આવ્યું નથી.

**૧૯૧૯ સર એલેકઝાંન્દર કારદયુનાં** પ્રમુખપણાં હેઠલ જેલોમાં સુધારો વધારો કરવાને એક કમીતી નેમવામાં આવી હતી, અને ત્યાં દરેક ઇલાકાનાં માણસોએ શાક્ષી આપી હતી, કે હિંન્દુસ્થાનનાં કેદખાનાંઓની અસર ગુનેહગાર કેદીઓ ઉપર સારા પ્રકારની થતી નથી, અને કેદીઓ સુધરવાને બદલે વધારે ઉતરતા પ્રકારનાં થઇને બહાર આવે છે. જ્યારે હાલનાં સુધરેલા જમાનાનાં કેદખાનાંઓને લગતું બહોલું જ્ઞાન ધરાવનારા આદમીઓ એવું જાહેર કરે છે કે મનુષ્યોમાં સુધારો લાવે, અને કેદીઓની વર્તણુક તથા

તેઓની રાહ રિતીમાં સારા પ્રકારનો ફેરફાર થાયે તેવી જાતની જેલો હોવી જોઇએ. કેદખાનાંઓનાં અમલદારો તથા ત્યાનાં કામદારો માયાલુ, મહોટું દીલ ધરાવતા, મનુષ્ય જીવન સમજી શકે, તેવા સુધરેલા વિચારો ધરાવનારા હોવા જોઇએ; આ સુધારામાં કેદીઓને કેલવણી આપવી એ **પહેલી નેમ** રાખવામાં આવી છે. **બીજી નેમ** નાની વયેનાં અને જુવાન ૨૧ વર્ષની અંદરનાં મનુષ્યોને ગુનેહગારોથી તદન અલગ રાખવાને માટે રાખી છે, કારણ કે જુવાન વયેમાં માણસનું મન સારૂ અથવા ખરાબ બહુ જલદી ગ્રહણ કરે છે, તેથી આ જુવાન માણસોનો વસવાત સાધારણ લાંબા વખતનાં કેદીઓ સાથે રાખયાથી તેઓને ગેર ફાયદો કરે છે. એ માટે **દવીડ સાસુન** સુધારના શાળા ગૃહ અથવા ઇન્ડસ્ત્રીયલ અને રેફરમેતરી ઇન્સ્તીત્યુશન, રેફરમેતરી સ્કુલ **યારવાડામાં** અને **ધારવારમાં** જુવાન કેદીઓનો સુધારો કરવાને વાસ્તે નિશાળ રાખવામાં આવી છે. આ જુદી જુદી જગ્યાઓમાં ૧૯૨૯ સુધીમાં ૨૧ વરસની અંદરનાં ૭૫૦ જુવાન છોકરા, છોકરીઓને ત્યાં દાખલ કરવામાં આવ્યાં હતાં, જ્યારે ૧૭૨૪ જુવાન છોકરા, છોકરીઓને ઇલાકાઓનાં બીજાં કેદખાનાંઓમાં રાખવામાં આવ્યાં હતાં, જે તેઓને માટે નુકશાનકારક હતું, કારણ કે તેઓને ખરાબ વર્તણુકનાં કેદીઓ સાથે ત્યાં ભેલાવું પડતું હતું. એ દેખાડે છે કે સુધારો લાવે તેવાં ખાતાંઓની અને દેખરેખ રાખનારી નિશાળોની ગુનેહગાર કેદીઓ માટે ઇલાકામાં ઘણી જરૂર છે.

જ્યારે હિંન્દુસ્થાનની જેલો પહેલેથી સારા પાયા પર મૂકવામાં આવી નથી, ત્યારે હાલનાં સમ્યમાં દેશ કારોબારને લગતા મતફેર માટે તદન જુદા પ્રકારના મનુષ્યો જેલમાં જાએ છે, કે જેઓ સાધારણ રીતે કહેવાતા કેદીઓ હોતા નથી, પણ શીખેલા, સારી ચાલચલણનાં, સારો દરજ્જો ધરાવનારા, અને સુખ સગવડો ભોગવનારાં સ્ત્રી પુરૂષો છે. તેઓની માન્યતા છે કે કેદખાનાંમાં જઇને જો હિંન્દ દેશને છૂટાપણું મળી શકતું હોએ, તો

તેમ કરીને પણ મેળવવું, એવી શ્રાધ્ધાથી તેઓ કામ કરે છે, જેથી બ્રીટીશ પ્રજાપર તેઓનાં સ્વભોગની સારી અસર થવા પામે એવી ઇચ્છા રાખવામાં આવે છે.

એ વખતે સરકારની જવાબદારી અને ફરજો ઘણા મોટા પ્રમાણમાં વધી જાએ છે, અને તદન જુદી પ્રકારનાં કેદીઓથી જેલો ભરાયે છે, ત્યારે જેલોને લગતા કારોબારની અને ત્યાંનાં કામદારોની ખામીઓ વધારે પ્રમાણમાં જાહેર થાએ છે. એ વેલા સરકાર તરફથી ચાંપતા ઉપાયો આ મનુષ્યોની તંદુરસ્તી અને જોઇતી સગવડો સાચવવાને લેવામાં આવશે, એવી લોકો આશા રાખે છે.

સત્યાગ્રહ કેદીઓ માટે તે વેળા જેલનાં કારોબારમાં ત્રણ વિભાગો કરવામાં આવ્યા હતા, તેઓને **એ, બી** અને **સી વર્ગનાં** કેદીઓ તરીકે ગણવામાં આવતા હતા, અને આ સત્યાગ્રહીઓ, વોલંનત્યર્સો, નીમકનો કાયદો તોડનારાં મનુષ્યો, પરવાનાં વગર છાપો છાપનારાં લોકો, કોંગ્રેસ કમીતીનાં સભાસદો, પરદેશી કાપડ વેચવાની બંધી રાખવાને માટેનાં વોલંનત્યર્સો, દારૂ તાડીનાં પીઠાંઓ બંધ કરાવવાને વાસ્તે ચોકી રાખનારાં લોકો, જંગલોને લગતા કાયદા તોડનારાં માણસો, જમીનનો કર નહિ ભરનારા ખેડુતો એવા સર્વે વર્ગનાં મનુષ્યોને જેલમાં મોકલવામાં આવ્યાં હતાં, તેઓમાંથી કોઇને **એ વર્ગનાં,** કોઇને **બી વર્ગનાં,** અને કોઈને **સી વર્ગનાં** કેદીઓ તરીકે રાખવામાં આવતાં હતાં. આ ત્રણે વર્ગોનાં કેદીઓને એક સરખા હકો હોતા નથી, પણ **એ વર્ગનાં** કેદીઓને થોડી વધુ સગવડો મળે છે, **બી વર્ગનાંને** તેથી ઉતરતી સગવડો અપાયે છે, અને **સી વર્ગને** તો આ બેઉ વર્ગો કરતાં વધારે ઓછી સગવડો મળી શકતી હતી. **એ** વર્ગનાં કેદીઓને સુવાને માટે એક નાનો ઘોલ્યો, તેપર એક પાતલુ ગોદડુ, ચાદર, કુરતની અને બે તકયા તથા

ઓઢવાનું મળે છે; સરસામનમાં એક ખુરસી, એક તેબલ, એક નાની આરસી, અને નીપ્યો, સાબુ, બાલને લગાડવાનુ તેલ, અને રાતે દશ વાગા સુધી એક બતી આપવામાં આવી હતી, જમવાને માટે એલ્યુમીયમનાં વાસનો મળે છે. જો કંઇ ચીજો વધારે જોઇએ છે તો જેલનાં સુપરીંનતેંન્દંન્ત અથવા ઉપરીનો હોકમ લેઇ તે ચીજો ઘેરથી લાવવાની રજા મલતી હતી. આ **એ વર્ગનાં** કેદીઓ માટે રોજનાં ખોરાક સારૂ રૂ. ૧–૮) આપવામાં આવતો હતો, અથવા સુપરીંનતેંન્દંન્તની પરવાનગી લેઇ પોતાનાં ઘેરનો પણ ખોરાક મંગાવી શકાતો હતો. મુસાફરી દરમ્યાન આગગાડીમાં બીજા અથવા વચલા કલાસમાં મુસાફરી કરે છે, અને જો પહેલા વર્ગમાં કરવી હોએ તો તેના વધતા પૈસા કેદીઓ તરફથી આપવામાં આવે છે, અને તેવો ઘેરનાં કપડાં પહેડી શકે છે. જેલની અથવા કેદખાનાંની લાઇબ્રેરીમાંથી પુસ્તકો, ચોપાંન્યાંઓ વાંચવાને મળી શકે છે, અને લખવાને માટે સાહી, પેન, કાગલ, પેંન્સીલ, અને એકસરસાઇઝ બુક આપે છે. પણ દરેક ચીજની સખ્ત તપાશ રાખવામાં આવે છે, અને એકસરસાઇઝ બુકમાંથી પાનાંઓ ફાડી શકાંતાં નથી, અથવા તેપર કાગલો લખાતાં નથી. એવોને બાલ બોડાવી નાખવાનું ફરજયાત હોતું નથી, પણ ડોકતરનાં હોકમ પ્રમાણે કરવાનું છે; તેઓનાં કપડાં ધોવાડી આપે છે, અને દારૂ પીવાની બંધી છે, પણ બીડી પીવા દે છે, જેના પૈસા કેદીઓ પોતે આપે છે.

**બી વર્ગનાં** કેદીઓ જેઓ બીજા વર્ગનાં ગણાતા હતા, તેઓને પણ બીછાણાં માટે એક પાટલું ગોદડુ, ચાદર, કુરતની અને એક તક્યો ઓઢવાનાં સાથે મળતું હતું. ફરનીચરમાં એક તેબલ, ખુરસી, બતી અને એક અભડાઇ મળે છે. મુસાફરી વખતે ઇનતર અથવા વચલા કલાસમાં પોલીશના પહેરા સાથે મુસાફરી કરે છે, અને ખોરાક માટે રોજનો રૂપ્યો એક મળે છે. કપડાં પહેરવાનાં મળે છે.

**બી વર્ગનાં** કેદીઓ પોતાનું બીછાણું, ઓરડો, સામન સર્વે સાફ હાથે કરે છે, અને નાહવાને માટે સાબુ આપવામાં આવે છે, તેઓનાં માથાનાં, દાઢીનાં બાલો કાપવામાં આવે છે, અને બી વર્ગમાં જણાવેલોજ ખોરાક આપવામાં આવે છે. એ અને બી વર્ગના કેદીઓને તેઓને લાયકનું રોજ ચોક્કસ પ્રમાણનું કામ કરવાનું સોંપી આપેલું હોએ છે.

**એ વર્ગનાં** કેદીઓ પોતાનાં સગાંસ્નેહીઓની મુલાકાત દર પંદર દહાડે એક વખત જેલનાં અમલદારની હાજરીમાં લેઇ શકે છે, અને બી વર્ગનાં કેદીઓ મહીનામાં એકજ વેલા મળી શકે છે. સુપરીંનતેંન્દંન્તની પરવાનગીથી **એ કલાસનાં** કેદીઓ પંદર દહાડે એક વેલા ઘેરનાં આદમીઓ પર કાગલ લખી શકે છે, અને **બી વર્ગનાં** કેદીઓ મહીનામાં એક વેલા લખે છે, પણ માત્ર ઘેરગતુ કુટુંબની બાબદ સિવાયે બીજું કશું લખવાનો હોકમ હોતો નથી.

**એ** અને **બી વર્ગ** માટે નાહવાની, કુદરતી હાજત માટે ઠીક જુદી સગવડ મળે છે, અને એ વર્ગમાં કેદીઓ કમોદ પણ વાપરી શકે છે, જેના પૈસા કેદીઓ ભરે છે.

**સી વર્ગનાં કેદીઓને બી** વર્ગનાં જેવી પણ સગવડ મળતી નથી, તેઓને જેલનો ખોરાક ખાવાનો હોયે છે, અને જેલનાં કપડાં પહેડવાનાં છે, જમીન પર એક ઢાબલી પાંઠડી સુવાનું હોએ છે, અને પોતાનાં કપડાં સાફ કરવાનાં હાથે હોયે છે. તેઓનો ખોરાક હલકા પ્રકારનો હોવાથી ઘણા સી વર્ગનાં કેદીઓ વજનમાં ઓછા થાએ છે, ખોરાકમાં વારે ઘડીએ ફેરફાર નહિ કરવાથી રોજ એકજ જાતનું ખાવાનું પસંદ પડતું નથી. જો કેદીઓ સુપરીંનતેંન્ડંન્ત અથવા ઉપરીનાં અને બીજા નાના અમલદારોનાં હોકમને તાબે નહિ થાયે તો સોલીતરી કંનફ્રાંઇનમેંન્ત અથવા અંધારી કોઠડીમાં

થોડા દહાડા રાખવામાં આવે છે, હાથે પગે બેડી ઠોકવામાં આવે છે. આ અંધારી કોટડીમાં રહેવાથી તેઓ શારીરીક અને મનની શકિતઓમાં નબલા પડી જાએ છે, તેથી જ્યારે તેઓ કેદખાનાંમાંથી છૂટે છે ત્યારે તેઓ આગલની માફક કામ કરી શકતા નથી, ઉતરતા પ્રકારનો ખોરાક લેવાથી જુદાં જુદાં દર્દો તેઓને લાગુ પડે છે.

એ ઉપરાંત જો સખ્ત કેદખાનું તેઓને મળે છે, તો ત્યાં સખ્ત પ્રકારની મહેનત મજુરી કરવી પડે છે. હિંન્દુસ્થાનમાં કોઇ કોઇ કેદખાનાંમાં કેદીઓનાં ઉપરીઓ તરીકે લાંબી મુદ્દતનાં ગુનેહગારોને રાખવામાં આવે છે, જેઓ કેદીઓ તરફ વધારે સખતાઇથી વર્તે છે; ઓગસ્ટ ૧૯૩૦ માં સુધરેલા જમાનાનાં **પ્રાગ શહેરમાં ચેકોસ્લોવાકયામાં** જાલીમ ગુનેહગારોને કેમ સુધારવા તે બાબદ પર વિચાર ચલાવવાને એક કોન્ફરંન્સ અથવા સલાહ આપનારી બેઠક મળી હતી, જ્યાં ૫૦૦)–ડેલીગેતો અથવા પ્રતિનીધીઓ ત્રીસ દેશોનાં આવ્યા હતા, તેમાં મોટા કેદખાનાનાં ગવર્નરો, જેલોનાં કારોબારીઓ અને અમલદારો એ સર્વે હતા. તેઓએ અમેરીકાની, અને ઇંગ્લંન્ડની શિક્ષા કરવાની રીતો તપાસી હતી, અને એવા અનુમાન પર આવ્યા હતા કે, પુરતી સંભાળ અને કાળજીથી ગુનેહગારોની જીંદગી સુધારી શકાએ છે, અને તેને મદદ કરવાનાં સાંધનો મેળવી આપ્યાથી તે પાછો સારો શહેરી બની શકે છે.

હવે એવી રીતે ખરાબ ગુનેહગારોને સુધારવાની જ્યારે બીજા દેશોમાં કાળજી કરવામાં આવે છે, ત્યારે આપણાં દેશમાં સારા વર્ગનાં લોકો કેદખાનુ સહેવતા થયા હતા, તેઓ દેશનું છુટાપણુ લાવવાને માટે અનેક તરેહથી જેલમાં જવાનું પસંદ કરતા હતા, તે વેલા જેલનાં ઉપરીઓ અને સત્તાધિકારીઓ આ સર્વે કદીઓ તરફ સભ્યતા અને વિવેક મર્યાદા જાળવી તેઓ સાથે વર્તણુક ચલાવે એવી સર્વેની ઇચ્છા હતી; કારણકે તે સમ્યમાં જેલમાં જનારાં લોકો કંઇ ચાંચ્યાઓ,

લુટારૂઓ, ખુનીઓ, ચોરો એવા હતા નહિ, પણ સારે ઘરનાં કામદાર વર્ગનાં, કેળવણી પામેલા અને કોઇપર જૂલમાત નહિ ગુજારવાનુ પસંદ કરનારા આદમીઓ હતા. તેઓ તરફ જ્યારે કઠણ, કરડી રિતો અને અસભ્યતા દેખાડવામાં આવે છે, ત્યારે સર્વેનાં દીલો કચવાયે છે. એવી જાતની નહિ ઘટતી વર્તણુક ચલાવવાનાં દાખલાઓ છાપાદવારે જાહેર કરવામાં આવ્યા હતા, અને **સી વર્ગનાં** વોલંનત્યોર્સોએ, સત્યાગ્રહી લોકોએ ત્યાં શું ખમ્યું હતું, તેનો થોડો હેવાલ છાપામાં જણાવ્યો હતો.

**સી વર્ગનાં** કેદીઓને જમીનપર માત્ર અકરૂ બેસીને ખોરાક લેવાનું છે, પણ પલાંથીવારી બેસ્વા દેતા નથી, તેઓનાં કપડાં બહુ મેલાં હોયે છે, અને બહુ થોડાં મળે છે, માત્ર એક ચટાઇ અને એકજ ધાબલી બીછાંણાં માટે આપે છે. એક મહીને દહાડે બે આનાનોજ સાબુ સાફસુફ કરવાને અને ધોવાને માટે મળે છે. લખવાને માટે કાગલ, પેંન્સીલ એવું કંઇ મલતું નથી, વાંચવાને માટે જેલની લાઇબ્રેરીમાંથી માત્ર બે ચોપડીઓ એક વખતમાં લેવાનો હોકમ મલે છે, માથાં બોડાવવાં પડે છે, નાહવા જવાની, ખાવાની અને કુદરતી હાજતે જવાને માટે ટુકડીઓમાં ઉભું રહેવાનું છે, અને કુદરતી હાજત માટે પાંચ મીનીતથી વધુવાર અપાતી નથી, આ બધું એક લાઇન્માં સામટું કરવાનું હોએ છે, એ ખેદકારક દેખાયે છે. સવારે ૭ વાગે ખોરાકમાં જુવારીની કાંજી આપે છે, જે પીવા ગમે તેવી લાગતી નથી, દશ વાગે બે જુવારીની રોટલી અને થોડી દાલ મળે છે, પણ તે ખોરાક એવી રીતે બેસ્વાદ રાંધેલો હોયે છે કે બધું ખાવાને ગમતું નથી. સાંજે બે રોટલા અને ભાજી મળે છે, આ જાતનો ખોરાક સારાં લોકોને લેવો બહુ કઠણ છે, તેઓને નાનપણથી સારો ખોરાક લેવાની ટેવ હોએ છે, તેથી આ જાતનો ખોરાક તેઓ પચાવી શકતા નથી, અને જમી પણ શકતા નથી, તેથી ઘણા કેદીઓ નબલા થઇ જાએ છે.

આ બધું ખમ્યા ઉપરાંત તેઓ પાસે સખ્ત **મહેનત** કરાવે છે, ચોકકસ વખતમાં નેમી આપેલું કામ કરવું પડે છે.

**સી વર્ગનાં** કેદીઓ માત્ર ત્રણ મહીને એકજવાર અમલદારની હાજરીમાં પોતાનાં ઘેરનાં માણસનો મેલાપ કરી શકે છે. બહારની દુન્યાથી અથવા બહારનાં માણસોના સંબંધથી તેઓ તદન વેગળા થઇ જાએ છે. કોઇ વેલા કેદીઓને નાની કોટડીઓમાં રાખે છે, અને કોઇ વેલા બેરેકમાં અથવા લશ્કરી સિપાહોને રહેવાનાં ઘરોમાં સાથે રાખે છે. આ કોટડીઓ સફાઇદાર, ચુનો દેવાલને લગાડેલો, અથવા સાફ જમીનની હોતી નથી, પણ અંધારી, માત્ર એક દરવાજા સાથની મેલી હોએ છે, અને સાત વાગા પછી બત્તી વગરની એવી કોટડીઓમાં વીછું અથવા જીના જન જાનવરની ધાસ્તીમાં આ માણસોને ત્યાં સવાર સુધી પડી રહેવાનું છે. બધું કામ કપડાં ધોવાનું, વાસન સાફ કરવાનું, જમીન ધોવાનું હાથે કરવાનું છે.

આ જાતની રીતી ખરાબ જાતનાં ચોરો, લુટારૂઓ, ખુનીઓને સુધારવાને માટે આગલનાં વખતમાં વાપડવામાં આવતી હતી, તેજ ચાલ-ચલગત હમણાંનો હિંન્દ દેશનાં લોકો જેઓ છૂટાપણાંની લડત ચલાવતા હતા, તેઓ સાથે જો વાપરવામાં આવેતો તે અફશોશકારક લાગતું હતું, તેથી આપણે ઇચ્છતા હતાં, કે **સી વર્ગનાં** અને બીજા **રાજદ્વારી કેદી**ઓની સ્થિતી સંબંધી અને તેઓને જરૂરજોગી શું સગવડો આપવામાં આવતી હતી, તે માટે અમલદાર વર્ગે કાલજી રાખવી ઘટારત હતી. તેઓની વાજબી ફર્યાદો અને માગણીઓ પર જેલનાં ઉપરીઓએ ધ્યાંન આપવું જોઇએ, અને ઘટતાં પગલાં લેઇ તેઓને થોડી સગવડો મળે એવા કાયદા કરવા જોઇએ. જે કાયદાએ ગુનેહગાર વર્ગ સાથે વર્તવામાં આવે છે, તેજ ઉપાયો એવાં સારાં, ગરીબ, કેળવણી પામેલાં લોકો સાથે વાપરવામાં આવે તો કુદરતી રીતે લોકોની લાગણી વધુ ખરાબ થતી જાએ, અને અમલદાર

વર્ગમાંથી તેઓનો વિશ્વાસ પણ ઓછો થાએ એ બનવાજોગ છે; માટે હાલનાં કેદીઓનો ખોરાક, તેઓને રહેવાની જગ્યાઓ, નાહવાધોવાની, બીછાણાંની, કપડાંની અને કેટલુ અને શું કામ તેઓ પાસે લેવામાં આવે છે, તેની પુરતી ખબર રાખીને અમલદાર વર્ગે તેઓને થોડી જરૂરજોગી સગવડો આપવાને પોતાનેથી બનતું કરવું જોઇએ. રાજદ્વારી કેદીઓને બીજા દેશોમાં એક સરખા વર્ગનાં ગણવામાં આવે છે, જેઓ એક સરખા કાયદા તોડે છે, તેઓને માટે ભાગ શા માટે પાડવા જોઇએ. આ સત્યાગ્રહીઓ સર્વે જણો **એ વર્ગમાં** મૂકાવા જોઇએ, અને ખરાબ જાતનાં ગુનાહો માટે નહિ પકડાએલાં સર્વે મનુષ્યોને એ ઉપલા વર્ગની સગવડો મળવી જોઇએ.

મુંબઇ ઇલાકાની વીસાપુર નામની જેલ જેને અગાઉ કેદીઓનાં ઉપયોગમાં નહિ આવી શકે તેવી ગણવામાં આવી હતી, અને તે જેલને બંધ કરવામાં આવી હતી, તે પાછી તે સમ્યે ચાલુ કરી હતી, અને ત્યાં નીમકનાં કાયદા તોડનારાં અને બીજા સત્યાગ્રહીઓ તથા કોંગ્રેસનાં વોલંન્તર્યસોને મોકલવામાં આવતા હતા. ત્યાંની જેલની આંબોહવા સારાં ગણાતાં નથી, મેલેર્યસ અને તાવ લાગુ પડે તેવી તે જગ્યા છે. તેમાં પાકકી બાંધણીનાં મકાનો હોતાં નથી. અને જાહેર છાપામાં આ જેલમાં આદમીઓથી વસ્વાત નહિ થઇ શકે એવી લેખવામાં આવી છે, ત્યાં સાંપ, વીંછું એવાં જાનવરો વધારે પ્રમાણમાં રહે છે, કેદીઓ ઉપર દેખરેખ રાખનારાં માણસો તેઓ સાથે સખ્ત રીતે વર્તે છે; કેળવાયેલાં, સારી સ્થિતીમાં રહેનારાં મનુષ્યોને ત્યાં મોકલવામાં આવે, તો ત્યાંની ન સહેવી શકાએ તેવી કરડી રિતોથી તેઓનાં જીવોને બહુ નુકશાન થાએ છે, અને તેઓની જીંદગી બહુ કચડાઇ જાએ છે. જ્યારે તેઓ આ ભારત દેશની જેલનાં ઉપરીઓનું ધ્યાંન આ જાતની ન વેઠી શકાએ એવી સખ્તાઇને દૂર કરવાને સારૂ ખેંચી શકતા

નથી, ત્યારે કેદીઓ ભુખમરો વેઠે છે, અને ખોરાક પાણી લેવાનું તદન બંધ કરે છે, જેથી તેઓની હાલત તરફ સત્તા વાલાઓનું ધ્યાંન ખેંચાએ, અને જે ફર્યાદો છે તે દૂર કરવાનાં ઉપાયો લેવામાં આવે એવી દ્રઢતાથી કામ કરવામાં આવે છે. જ્યારે ઘણી હદ સુધી એક કેદી પર સખતાઇ વપરાએ છે, ત્યારે તેની જીંદગી કેદખાનામાંજ પૂરી થાએ છે, અથવા એક હાડપીંજર જેવું મનુષ્ય થઇ આ **સી વર્ગની** હાડમારી વેઠી બહાર આવે છે. હિંન્દુસ્થાનની જેલોમાં કોઇ વેલા આ સી વર્ગનાં કેદીઓને ના તાબેદારી માટે મારવામાં આવે છે, કોઇ વેલા તેઓને અંધારી કોઠડીઓમાં મૂકવામાં આવે છે, કોઇ વેલા મોટી ભારી ચકકીઓ પીસાવે છે, જે સઘલું વર્ણન છૂટા થયા પછી કોઇ કેદીઓ જાહેર પ્રજાની જાણમાં લાવે છે, ત્યારે સાધારણ મનુષ્યો સમજી શકે છે કે આ માણસો એ કેવી રીતે ત્યાંનાં દુઃખો સહન કર્યાં હશે. હિંન્દુસ્થાનની જેલોની સ્થિતી તથા ત્યાંનાં રહેવાનાં મકાનો, તેમાં મળતો હવા ઉજાસ, તેઓનો ખોરાક, તેઓ પાસે લેવામાં આવતું કામ, ત્યાં વસ્તા કેદીઓની તંદુરસ્તી, તેઓની સંખ્યા અને તેઓને મળતી સર્વે પ્રકારની સગવડો, એ વાસ્તે ખાસ સંભાળ ભરેલી તપાસ હાલનાં વખતમાં લેવાની વધુ જરૂર છે; હિંન્દ દેશમાં જે જેલો અથવા કેદખાનાંઓ આદમીનાં વસ્વાત માટે નાલાયક ઠેરવવામાં આવ્યાં હોયે, તેવાં કેદખાનાંઓનો નાશ થવો જોઇયે, અને મનુષ્યોને રહેવા લાયેકનાં, હવા, ઉજાશ વાળાં નવી ઢપનાં કેદખાનાંઓનાં મકાંનો બંધાવા જોઇયે. કેદીઓ અને ગુનેહગારોની સ્થિતી સુધરે તેવા નવા જમાંનાંની યોજનાંઓને અમલમાં મુકવાને માટે કેદખાનાંનાં સુધારા માટે ઉપાયો લેવા જોઇયે, હાલના સમ્યમાં હિંન્દ દેશમાં એવો પ્રવાહ ફેલાયો છે, કે જેના બળથી હજારો સ્ત્રી પુરૂષો જીંદગી તરફનો પ્રેમ છોડી, જો દેશનું છૂટાપણુ તેઓનું બંધીખાનામાં જવાથી મેળવી શકાતું હોએ તો તે માટે કેદખાનામાં જવાને તૈયાર થાએ છે; અને હજારો

મનુષ્ય અત્યાર આગલનાં જેમ એક જાતની જાત્રાએ જવાને જાત્રાલુઓ તત્પર બને છે, તેમ જેલમાં જવાનો પોતાનો ધર્મ સમજે છે, જેથી હિંન્દુસ્થાન દેશની સ્વતંત્રતા મેળવવાને જો આ જેલમાં જવાનું હઠયાર કામે લાગી શકતું હોએ, તો તે પણ અજમાવવાને હાલનાં હિંન્દનાં લોકો ડરતાં નથી. ઘણા વિરલા નરો અને નારીઓ એ કાજે પોતાનાં છૂટાપણાં અને સુખનાં ભોગે, આ ભારત ભૂમીને તેરવવાને સારૂ હજારોની સંખ્યામાં બહાર પડી કેદખાનુ સહેવતાં થયાં હતાં. આ ગુંચવણ ઉભો કરે તેવો સવાલ છે, કારણકે લોકો હિંમતથી કેદખાનાનાં દુઃખો સહન કરવાને હામ ભીડે છે, અને એમ કહેવામાં આવે છે કે આશરે ત્રીસ હજાર મનુષ્યો આખા દેશમાંથી કેદીઓ તરીકે કેદખાનાંમાં તે વેલા રહેલાં હતાં. તેઓની આ શ્રધ્ધા છે કે દેશનાં લોકોની માગણીઓ તરફ સરકારનું અને બ્રીટીશ પ્રજાનું ધ્યાંન ખેંચવાનો આ એક ઉપાય છે.

બહુ ભણેલા, સારા માણસો, સારી પંક્તિ ધરાવનાર, દોલતવાન, વેપારીઓ એ સર્વે લોકો આ શ્રદ્ધાથી દેશની ઉન્નતી લાવવાને કાજે, પોતાનાં તન અને મનનો ભોગ કેદખાનામાં જીંદગી ગુજારીને આપે છે, એવા સમ્યમાં કેદખાનાંઓનાં ઉપરીઓ, ન્યાયધીસો અને કારોબાર મંડળનાં અધિકારીઓ પર વધુ જવાબદારી આવી પડે છે. જેઓ કેદખાને જાએ છે, તેઓ કંઇ સર્વે મહાન અપરાધ કરનારા સાધારણ અપરાધીઓ નથી, પણ ચાલાક અને સારી સ્થિતીમાં રહેતાં કેળવાયેલાં મનુષ્યો છે. હિંન્દુસ્થાનનાં લોકોની માગણી વાજબી છે, એ દેખાડવાને તેઓ બહાર પડયાં છે, અને વખતસર હિંન્દનાં રાજ્ય કારોબારમાં શુભ ફેરફાર થાએ એવું તેઓ ઇચ્છે છે.

---

# વ્યાખ્યાન ૮.

## પરણેલી સ્ત્રીઓની દેશીયતા.

થોડા વખત ઉપર ઇંગ્લંન્ડ દેશમાં પરણેલી સ્ત્રીઓ માટે એવો એક કાયદો ઘડવાની ચલવલ થઇ હતી, કે જે કાયદો દેશની મુશ્કેલીનાં વખતમાં ઉપયોગી થઇ પડવાનો ઘણો સંભવ છે.

બ્રીટીશ પ્રજાની એક સ્ત્રી જો કોઇ બીજી જુદી પ્રજાનાં મરદ સાથે લગ્ન કરે, અને તેણીની જો મરજી પડે તો પોતાનાં ધણીની પ્રજાનું સ્વદેશપણું ધારણ કરે, અને જો તેણીની નહિ મરજી હોએ તો તેણી પોતાનાં જન્મદેશની પ્રજાની દેશીયતા રાખી શકે એવી રીતનો કાયદો ત્યાં થયો છે.

બ્રીટીશ પ્રજાની એક સ્ત્રી પોતાની જાત અને દેશથી જુદા એવા એક પારકા મરદ સાથે પરણે, તો તેણી પોતાની સ્વદેશી પ્રજાની દેશીયતા રાખી નહિ શકે એવો બાધ અત્યાર સુધી હતો, તે અટકાવ દૂર કરવાની હાલમાં કોષેશ કરવામાં આવી હતી. ફેબ્રુઆરી ૧૯૨૫ માં બ્રીટીશ પાર્લામેંન્તે એ માટે એક ઠરાવ પસાર કર્યો છે. જે સ્ત્રીઓનાં લાભ અર્થે ઘડવામાં આવેલો ગણાએ છે.

બ્રીટીશ પ્રજાની એક સ્ત્રી જો બીજા જુદા દેશની પ્રજાનાં મરદ સાથે લગ્ન કરે, તો તેણી માત્ર લગ્ન કર્યાથી પોતાનાં જન્મદેશની દેશીયતા ખોઇ શકે નહિ, પણ જો તેણીની મરજી પડે તોજ તેણી પોતાનાં ધણીનાં દેશની પ્રજાની દેશીયતા લેએ, એવી રીતનું જાહેર કરવાનું તેણીની મુનસફી ઉપર રહેવું જોઇયે, એવો આ ઠરાવ છે.

આપણે આ ઠરાવને શા માટે ફાયદાકારક ગણ્યે છૈયે, તેનાં કારણો આપણુને જાણવાં જોઇયે.

ગ્રેટ બ્રીટંનમાં સ્ત્રીઓ આખા યુરોપની કોઇ પણ પ્રજાનાં મનુષ્ય સાથે લગ્ન કરી શકે છે, જેમકે ફ્રેંન્ચ, જર્મન, પોરચુગીઝ, અમેરીકંન, ઇટાલ્યંન, સ્પેનીશ એવી સર્વે ક્રીશ્ચ્યંન પ્રજાનાં મરદ સાથે લગનનાં ગાંઠથી જોડાયે છે.

મોટે ભાગે સ્ત્રીઓ પોતાના જાતિ દેશનાં માણસો સાથેજ પરણવાને ખુશી દેખાડે છે, પણ એક દેશમાં થોડી સ્ત્રીઓ નાના પ્રમાણમાં બીજા દેશો અને જુદી જાતોનાં મનુષ્યો સાથે શેહાદી કરે છે.

એવી સ્ત્રીઓનું રક્ષણ મુસ્કેલ વખતે થાયે તે માટે કાયદો થવો જોઇયે, કારણ કાયદા વગર રક્ષણ મેળવી શકાતું નથી, એવું અનુભવથી પુરવાર થયું છે. તમારી સમજણ માટે હું એક દાખલો ટાંકી દેખાડશ: આપણી જીંદગી દરમ્યાન એક ભયંકાર લડાઇ યુરોપના રણક્ષેત્રમાં થઇ ચુકી છે, અને હાલમાં બીજું યુદ્ધ ચાલી રહયું છે. લડાઇની ઘણા વરસો આગલ ગ્રેટ બ્રીટનમાંથી થોડી સ્ત્રીઓ જર્મનીમાં જર્મનો સાથે પરણીને બચ્ચાં છોકરાંવાલી થઇ હતી, હવે જ્યારે આ બેઉ દેશો વચ્ચે યુદ્ધ જાગ્યું ત્યારે તેઓની સ્થિતી કફોડી થઇ પડી હતી. જર્મન સરકાર તેઓને પોતાની પ્રજાનાં આદમી તરીકે સ્વીકારી શકે નહિ, પણ સામો દેશ કે જે સાથે દુશ્મનાઇ થઇ હતી, ત્યાંના છે એવાં તેઓને ગણવામાં આવ્યાં હતાં, અને રખે કાંઇ લડાઇની તૈયારીઓની ખબર આપે અથવા કોઇબી એવાં કારણોથી તેઓને દેશમાં વસવા દેવાનું અને છૂટાપણુ ભોગવવા દેવાનું વાજબી ધારવામાં આવતું હતું નહિ. એ સમ્યે એવી હાલતમાં આવી પડેલી સ્ત્રીઓને નાના છોકરાંઓ સાથે ઘણી હેરાનગતી ભોગવવી પડે, તેમાં ઘણો સંદેહ લાગતો નથી. તેઓ જે દેશમાં જન્મયાં હતાં, તે દેશનાં ધારાઓ પણ પોતાની પ્રજા તરીકે એ રીતે પરણેલી સ્ત્રીઓનો સ્વીકાર કરી શકે નહિ. કારણકે તેઓએ જર્મન પ્રજાનાં

મરદો સાથે લગ્ન કર્યાથી પોતાનાં ધણીનાં દેશની દેશીયતા તેણીઓને લાગુ પડી હતી.

હવે જો તે સ્ત્રીઓ પોતાનાં જન્મ દેશમાં જાયે તો ગ્રેટ બ્રીટનની સરકાર પણ તેણીને રક્ષણ આપવાને ખુશી દેખાડે નહિ, કારણકે ગ્રેટ બ્રીટનમાં એવું લાગે કે આ સ્ત્રીઓ લડાઇનાં વખતે જર્મનીથી ગ્રેટ બ્રીટનમાં આવીને રહે તો તે જોખમભર્યું ગણાયે.

એ રીતે પરણેલી સ્ત્રીઓ જર્મનીમાંબી અને ગ્રેટ બ્રીટનમાં બંન્ને ઠેકાણે છૂટથી રહી નહિ શકે, તો તેઓ જરૂરજ કઢંગી હાલતમાં આવે એમાં સંદેહ નથી. દરેક મનુષ્યને પોતાનાં જન્મદેશ ઉપર વધુ હક રહે છે. તેથી જો એક સ્ત્રીએ જુદા દેશનાં મરદ સાથે લગ્ન કર્યાં હોયે, અને તેણી પરણતી વેળા એવું જાહેર કરે કે તેણી પોતાનાં જન્મદેશની દેશીયતા પરણ્યા પછી પણ રાખવાને ખુશી છે, તો તે બાબદમાં તેણીને કાયદા મારફતે સગવડ મળવી જોઇયે.

હાલમાં એક સ્ત્રી જેની સાથે પરણે તે માણસનું સ્વદેશપણું ધારણ કરે છે, અને પોતાનાં જન્મદેશની દેશીયતા રાખી શકતી નથી, કારણકે એ બાધ દૂર કરવાને ગ્રેટ બ્રીટનની સ્ત્રીઓએ પહેલી લડાઇ પછી કોષેશ કરી હતી, તેના પરિણામમાં આજે આપણે બ્રીટીશ પાર્લામેંન્ત તરફથી પસાર થએલો ઠરાવ જાણવાને શકિતવાન થયાં છૈએ, કે જેથી જો એક હિંન્દી સ્ત્રી પણ યુરોપનાં કોઇ દેશના મરદ સાથે લગ્ન કરે, તો તેણી જો ચાહે તો પોતાના સ્વદેશનીજ દેશયતા રાખી શકે.

જેમ જમાનો બદલાતો ગયો અને શહેરોની સંસ્કૃતિ પણ બદલાતી ગેઇ, તેમ મનુષ્ય જીંદગીનુ રૂપાન્તર પણ ફેરવાતું જાએ છે. હાલના વખતમાં સમાનતાનો યુગ ચાલતો હોએ એમ દેખાએ છે, અને પુરૂષો સાથે

સ્ત્રીઓનાં પણ મન ખીલવવાની તજવીજ સર્વે ઠેકાણે થાએ છે. એવા સમ્યમાં ગેર લાભ કરનારાં બંધનો મનુષ્ય જાત સ્વિકારી શકતી નથી, અને સંતોષથી ગુપચુપ બેસી રહેવાનુ વાજબી ગણાતું નથી, પણ વાદવિવાદ કરીને તેમાં ફેરફાર લાવવાની કોષેશ થાએ છે, જેથી ઘણી રૂઢીઓ બદલી શકાએ છે. વર્ષો વીટયા પછી આપણને તેના લાભો જણાએ છે, આપણે જાણ્યે છીએ કે હિંન્દ દેશની સ્ત્રીઓ હિંદીવાનો સાથેજ લગ્ન કરવાનું પસંદ કરે છે, પણ કદાચ થોડી સ્ત્રીઓ પારકા દેશનાં મરદો સાથે લગ્ન કરે તો તેઓનું રક્ષણ આ કાયદાને આધારે થઇ શકે છે.

---

# વ્યાખ્યાન ૯.

## કામદાર વર્ગોની સ્રીઓ.

જે સ્ત્રીઓ કારખાનાંઓમાં, ખાંણોમાં અને ઉદયોગ હુન્નરનાં ઠેકાંણાંઓમાં પૈસા લેઇને કામમાં રોકાતી હોયે, તે સ્ત્રીઓની સ્થિતી માટે વિચાર કરવો જરૂરનો છે. કેવી જાતની સ્ત્રીઓ ત્યાં કામો કરે છે, કેવા પ્રકારની તેમાં મહેનત સમાયેલી છે, મહેનત મજુરીમાં તેઓ કેટલો વખત રોકે છે, તેણીઓને મહેનતનું શું દાંમ આપવામાં આવે છે, કેટલો વખત તેણીઓ આસાયેસ લેઇ શકે છે, અને છેલ્લે તેણીઓની જીંદગીની હાલત કેવી થાયે છે, તેની તપાસ લેવી જોઇયે.

પશ્ચિમ તરફનાં આગલ વધેલા દેશોમાં સારા ઘરની બાનુઓએ કામદાર વર્ગોની સ્ત્રી જાતિને ઘણી પ્રકારે મદદ કરી હતી, અને તેણીઓની મુશ્કેલીઓમાં પોતાનેથી બનતી મદદ આપી હતી, જેથી હાલનાં સમ્યમાં ત્યાંની કામદાર વર્ગોની સ્ત્રીઓની હાલત ઘણી રીતે પસંદ કરવાજોગ થઇ છે.

કામદાર વર્ગોની સ્ત્રીઓ માટે આ જાતનાં સારા સંજોગો લાવવાનું કામ માત્ર એક બે બાનુઓથી થઇ શકયું ન હતું, પણ પશ્ચિમના મૂળકોની સ્ત્રી સંસ્થાઓએ કામદાર સ્ત્રીઓનાં રક્ષણને કાજે તેણીઓની સ્થિતીનો અભ્યાસ કરવાનો શરૂ કર્યો, અને તેણીઓની વિપતીઓનો ખ્યાલ સ્ત્રી સમાજમાં લાવવાનો પ્રયાસ કર્યો હતો.

ત્યાંની સ્ત્રી મંડળીઓ માત્ર નામની હોતી નથી, પણ સંસ્થાઓની બાનુ સભાસદો મંડળીનાં કામોમાં ઉત્સાહથી ભાગ આપે છે.

આ બાનુઓની સંસ્થાઓ જન સમાજનાં વિચારોમાં ફેરફાર લાવવાની શકિત ધરાવે છે. આ મંડળો દેશનો આગલ વધારો કરવાને કાજે આગલ પડતો ભાગ લેયે છે, અને આખી સ્ત્રી જાતિનો દરજ્જો આગલ વધારવાને પોતાની ચાલાકીથી, પોતાનાં પૈસાથી, અનેક પ્રકારની તંનની તથા મનની શકિતઓથી નીચલા વર્ગોની સ્ત્રીઓને દયા અને હિંમતથી સહાયતા આપે છે.

જ્યારે આપણે આ મંડળીઓનો ઇતિહાસ જાણયે છૈયે, ત્યારે આ મંડળોએ કેવાં મુશ્કેલ કામો પાર પાડયાં છે, તે જાણી આપણું હૈયું ખુશાળીથી ધપકે છે.

ત્યાંની સ્ત્રી સંસ્થાઓ જન સમુહ ઉપર અસર કરી શકે છે, તેથી સંસારી કાયદાઓ જો સ્ત્રી જાતિના માર્ગમાં ફાયદો કરવાને બદલે નુકશાંન કરતા હોયે, તો તુરત આ મંડળીઓ પોતાનાં સામટાં બળથી તેમાં ફેરફાર લાવવાને પ્રયત્ન કરે છે, તે માટે પૈસો ખર્ચે છે, જાતી મહેનત આપે છે, જ્ઞાનનો ફેળાવો જન સમુહમાં કરે છે, અને આયંદે પ્રયાસ અને મહેનતથી તેમાં ફત્તેહ મેળવે છે.

એવી રીતે સ્ત્રી સંસ્થાઓની મદદથી ત્યાંનાં દેશોમાં પુરૂષ વર્ગે સ્ત્રીઓનાં લાભો માટે ઘણી જાતનાં ધારાઓ પસાર કર્યાં છે, અંગ્રેજીમાં તેને Social Legislation અથવા સંસાર સંબંધી સામાજીક કાયદાઓ કહે છે.

ત્યાંની સ્ત્રી મંડળીઓ કેવી રીતનાં સંસારી ધારાઓ બાંધવા તેની સુચનાંઓ કરી શકે છે, અને દેશની કાયદા બાંધનારી મંડળીઓ આ સુચનાંઓને અમલમાં મૂકવાની દરેક તક હાથ ધરે છે,

ત્યાંની સ્ત્રી મંડળીઓ આપસ આપસમાં લડી વઢીને વખત પસાર કરવાને બદલે જન સમાજ કેવી રીતે આગલ વધે, તેને લગતી બાબદો માટે અભ્યાસ કરે છે, અને જાતિ મહેનત કરીને સ્ત્રી સમાજનો સુધારો કરે છે.

સ્ત્રી જાતિનાં ભલાંને વાસ્તેનાં માત્ર સવાલોજ નથી તપાસ્તાં, પણ તેને લગતા ઉપાયો યોજે છે, અને તે કામ કરવામાં પોતાનો પુરતો ફાળો આપે છે, જેથી કામદાર વર્ગોની સ્ત્રીઓની હાલતમાં સુધારો થઇ શકે છે.

સંસ્થાઓ એકાગ્ર ચિતથી માત્ર એક સવાલને તપાસે છે, અને તેનો નિર્ણય કરવાને આતુર રહે છે, એ રીતે જ્ઞાન અને જાતિ મહેનતનાં સામટાં બળથી સંસારી રૂઢીઓ ફેરવી શકે છે.

નોર્વે, સ્વીડંન, ડેંન્માર્ક જેને સ્કેંન્ડીનેવ્યંન કંન્ટ્રીઝ અથવા દેશ તરીકે ઓળખવામાં આવે છે, ત્યાં સંસાર સંબંધી સામાજીક ધારાઓ સ્ત્રી જાતિનાં ફાયદા માટે ઘણા આગલ વધેલા છે.

આ નાની પ્રજાઓએ પોતાનાં દેશમાં એટલો સુધારો કર્યો છે કે જેથી આખી પ્રજા તેની સગવડ મેળવી શકે છે, કારણકે જે દેશની સ્ત્રીઓની હાલત ઉત્તમ પ્રકારની હોયે છે, ત્યાં પુરૂષ વર્ગ પણ ચઢતા પ્રકારની શક્તિઓ બહાર લાવી શકે છે, અને સ્ત્રીઓની ઇચ્છા અનુસાર તેણીઓનાં લાભોને અર્થે સંસારી કાયદાકાનુનો નક્કી કરે છે.

હિંન્દુસ્થાનમાં સ્ત્રીને પુરૂષનું અર્ધાંગ તરીકે ચિતારેલી છે, અને એ વિચાર ઘણો વખાણવાજોગ છે. પણ માત્ર મનમાં એ વિચાર કલ્પવાથી આપણી સ્ત્રીઓ ઘણી જાતનો ફાયદો મેળવી શકતી નથી.

મનુષ્યો માત્ર કલ્પનાઓ કરી બેસી રહે તો જીંદગીની અડચણો દૂર કરવાનાં સાધનો તેઓ મેળવી શકતાં નથી.

પશ્ચિમની સ્ત્રીઓએ અથાગ મહેનત લેઇ પુરૂષો પાસેથી આ વિચારને ખુલ્લા આકારમાં બહાર લાવ્યાં છે, એટલે તેણીઓ ખરી રીતે પુરૂષોનું અર્ધાંગ બન્યાં છે.

સદિઓ આગલ હિંન્દ સરજમીંનમાં ખીલેલો આ ઉમદા ખ્યાલ ત્યાં પ્રગટ થયેલો દેખાયે છે. જેથી સ્ત્રી અને પુરૂષ બંન્ને સાથે મળીને જીંદગીનાં લાભો મેળવી શકે છે, અને એ રીતે ફાયદો મેળવ્યાથી તેઓ દેશનો ઉદ્ધાર લાવવાને સામર્થવાન થાયે છે.

વેપારવણજ જે ધંધારોજગારનું મુખ્ય સાધન છે, તે જેમ એક દેશમાં આગલ વધતો જાયે છે, તેમ મહેનત અને ઉધ્યોગ કરવાનાં ઠેકાણાંઓ પણ વધતાં જાયે છે. જેથી કામો અને હુન્નરોની ઘણી જાતો પેદા થાયે છે, જે દેશમાં આબાદી લાવવાનાં સાધનો તરીકે લેખાયે છે.

એવા સમ્યે કોઇ પણ દેશ એવો હોતો નથી, કે જ્યાં સ્ત્રીઓને ધંધારોજગારમાં, ખેતીવાડીમાં, અને ઉધ્યોગ હુન્નરમાં મદદ કરવાને રોકવામાં આવતી નથી.

પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે ઓછા દરમાયામાં મહેનત કરે છે, સ્વભાવે તેણીઓ રાંક હોવાથી કારખાનાંઓમાં, ખાણોમાં, દિવસનાં જેટલા કલાકો મરદો કામ કરે છે, તેટલો વખત તેણીઓ પણ કરે છે, જે માટે

એકસરખું લવાજમ સ્ત્રીઓને મળતું નથી, તેથી કોઇ વેળા પુરૂષ કરતાં એક સ્ત્રીને કામકાજમાં વધારે પસંદગી આપવામાં આવે છે.

એવું જણાવામાં આવે છે કે હિંન્દુસ્થાનનાં કારખાનાંઓમાં બે લાખ, ૭ હજાર સ્ત્રીઓ કામ કરેછે, અને અગ્યાર હજાર જુવાન છોકરીઓ કામદાર તરીકે રોકાયેલી છે.

તેમજ બાંધ કામ કરવાનાં કામમાં, ભાર બોજ ઉચકવામાં, ખેતીવાડીનાં કામમાં અને ઘેરને લગતાં કામમાં નોકરો તરીકે કામ કરે છે.

ઉધ્યોગ હુન્નરનાં ઠેકાણાંઓમાં અને કારખાનાંઓમાં ઘણુખરૂં સ્ત્રીઓને ઉભું રહીને કામ કરવાનું હોયે છે, અને એક દિવશમાં આસરે આંઠથી નવ કલાક કામ આપવું પડે છે.

આ સ્ત્રીઓ સામટી રીતે જોતાં કુટુંબ કબીલા વાલી હોયે છે, તેણીઓને આખો દહાડો કારખાનાંઓમાં અને બીજાં ઉધ્યોગનાં ધામોમાં મહેનત કરી આવ્યા પછી, ઘેર જઇને રાંધવાનું, ઘર સાફ કરવાનું, અને નાનાં બચ્ચાંઓની જતન કરવાનું કામ તેણીઓ કરે છે. એવી રીતે જીંદગીનો બોજો ઉચકવાનું કામ સહેલું હોતું નથી.

ઇંગ્લંન્ડ, અમેરીકા અને બીજા પશ્ચિમનાં મૂળકોમાં કામદાર વર્ગોની સ્ત્રીઓને તેણીઓનાં કામનાં પ્રમાણમાં વધારે મોટા પગારો મળે છે, તેણીઓએ કેળવણી લીધેલી હોયે છે, તેથી જીંદગીની ઘણી સગવડો પોતાને માટે મેળવી શકે છે.

કોઇ પણ જાતની મુશ્કેલી વેળા કામદાર વર્ગો તરફથી ત્રેડ યુન્યંનો અથવા વ્યાપારી સમાજો બહાર આવે છે, વાંધાઓ પટાવે છે, અને કામદાર વર્ગો માટે કેવી જાતની સરતો કરવી, કેટલા કલાકનું કામ હોવું જોઇયે, કેવા પ્રકારનું કામ થાયે છે, તેનું લવાજમ શું હોવું જોઇયે, કેવા સંજોગો

અને હાલતમાં કામદાર વર્ગો કામ કરે છે, તેઓનાં સુખસગવડનાં સાધનો કેવાં છે, એ સઘળું આ વ્યાપારી સમાજો તપાસે છે; અને પછી જે સુધારો વધારો કરવાનો હોયે છે, તે કરાવવાને તેઓ જવાબદાર રહે છે, જેથી કામદાર વર્ગોની હાલત ત્યાં વધારે સુધરતી ગેઇ છે.

આ વ્યાપારી સમાજોનું ભેગું બળ એવી નિયમીત રીતે ત્યાં કામ કરે છે, કે જન સમાજનાં મોટા ભાગને આ સમાજોએ ફાયદો કર્યો છે, એ સાબેત થઇ ચૂકયું છે. મુખ્ય કરીને સમજાવતથી અને કામદાર વર્ગોની ફરિયાદો બહાર જાહેર કરીને ધણીઓને વખતસર ચેતવણી આપીને કામ લેવામાં આવે છે.

મહેનતનાં માત્ર વધારે પૈસા અપાવવા એજ નેમ ત્યાંની સમાજોની નથી, પણ કામદાર વર્ગોમાં કેળવણીનો ફેળાવો કરવો, સારી રીતભાંત શીખાડવી, તેઓમાં સારી આદતો દાખલ કરવી, જીંદગીની સારી તરબીએતો દેખાડવાની હોયે છે.

કામદાર વર્ગોને આશાયેસ મળે, તેઓનાં જીવને કામ પછી શાંન્તી મળે તેવાં સ્થળો, નિર્દોષ રમતગમતનાં ઠેકાણાંઓ, પુસ્તકખાંનાંઓ, નાહવાની અને જમવાની સારી જગ્યાઓ, સારો ખોરાક મળે તેવી દુકાંનો, સુંદર બગીચાઓ, કેળવણી આગલ વધે તેવાં સ્થળો, અને બીજી બાબદો શીખાડનારાં ધામો, વાદવિવાદ કરવાને મંડળીઓ, કામદાર વર્ગોનાં ફાયદા માટે સ્થાપવામાં આવે છે.

સુધરેલા જમાનાંમાં આગલ વધેલા દેશોમાં આખા જન સમુહનું ભલું કરવાને માટે વ્યાપારી સમાજો અથવા ત્રેડ યુન્યંનો એક મજબુટ સાધન ગણવામાં આવે છે, જેની મારફતે સંસારી કાયદાઓને ઉપ્યોગમાં લેવાનું અને તે ધારાઓનું તોલ કરવાને બની શકે છે. તેથી હાલનાં

વખતમાં કામદાર વર્ગોની સુખ શાંન્તી જળવાયે તેવા ઉપાયોને ત્યાં સંપુર્ણું દરજ્જે કામે લગાડવામાં આવે છે.

આ ફેરફાર એકદમ થયો હતો નહિ, પણ ધીમે ધીમે લોકોએ એ માટે કોષેશ અને મહેનત કીધી, અને સામટાં બળથી પોતાની હાલત સુધારવાની યોજનાંઓને ચાલુ કીધી, જેનો લાભ હાલમાં મનુષ્ય જાતનો મોટો ભાગ મેળવી શકે છે.

હિન્દુસ્થાનમાં એવાં સાધનો મજબુટ પાયા ઉપર આવ્યાં નથી, તેથી કામદાર સ્ત્રીઓ પોતાની અગવડો દૂર કરવાની તક મેળવી શકતી નથી.

આગલનાં વખતમાં જેને ફેકતરી એકતસ અથવા કારખાનાંઓને લગતા કાયદાઓ કહે છે, તે ઘડાયા નહિ હતે, તો કારખાનાંઓની સુખ શાંન્તીનાં નિયંમો કામદાર વર્ગો મેળવી શકતે નહિ. જે કાયદાઓને લીધે એક સ્ત્રી રાતની વેળા કારખાનાંમાં કામ ઉપર જઇ શકતી નથી, અને બાર વર્ષની અંદરની વયનાં છોકરાંઓ પણ ખાણોમાં અને કારખાનાંઓમાં કાયદેસર કામ ઉપર જઇ શકતાં નથી, એ કાયદાઓ બાળકોનાં અને સ્ત્રીઓ માટે લાભકારક પુરવાર થયા છે.

કુદરતે બચ્ચાં પેદા કરવાનું કામ એક સ્ત્રીને માટે રાખેલું છે, પછી તે સ્ત્રી ચઢતા વર્ગની હોયે અથવા ઉતરતી પંક્તિની હોયે, પણ એક સ્ત્રી સિવાયે બાળકનો જન્મ કોઇ આપી શકતું નથી, જે કામ મનુષ્ય જાતનાં પ્રગટીકરણમાં ઘણું અગત્યનું ગણાયે છે.

હમેલદાર ઓરત તે વેળા ઘણી નાજુક અવસ્થામાંથી પસાર થાયે છે, અને છેલ્લા થોડા મહીનાઓ માટે તેણી બીજી સ્ત્રીઓની કાલજી અને સહાયતા ઉપર આધાર રાખે છે.

હવે જે સ્ત્રીઓ ધંધા રોજગારમાં અને કારખાનાંઓમાં કામો ઉપર રોકાયેલી હોયે છે, તે સર્વે કુમારી ઓરતો હોતી નથી, પણ નાની વયથી પરણેલી અને કુટુંબ કબીલાવાલી જુવાન સ્ત્રી છે.

એવી એક કામદાર ઓરત જ્યારે હમેલદાર થાયે છે, ત્યારે તેણીને ધંધો રોજગાર ખોવાની પહેલી ધાસ્તી પડે છે, કારણકે કુદરતનાં કાયદા પ્રમાણે એક સ્ત્રી જે હમેલદાર હોયે છે, તેણીની સાતમાં માંસ પછી કામ કરવાની શકિત ઓછી થાયે છે, અને તેણી વખત જતાં ગંભાર હાલતમાં આવે છે, જેથી તેણી ઓસ્યાલી સ્થિતીમાં આવી પડે છે.

સખ્ત પ્રકારની મહેનત મજુરી તેણી કરી શકતી નથી, અને વૈદોનું એવું મત છે કે એવા બારીક સમ્યે જો એક સ્ત્રી શકિત ઉપરાંત વધુ મહેનત કરે છે, તો તેણી પોતાનાં બાળકનાં જીવને નુકશાંન કરે છે, અથવા તે બાળકની તંન્દુરસ્તીને નુકશાંન પુગાડે છે.

આસાયેસ, સારો ખોરાક, તાજી હવા, સ્વચ્છ પાણી, અને જીવની શાંન્તી મહીનાવાળી એક સ્ત્રી માટે જરૂરની ધારવામાં આવે છે.

ગરીબ અવસ્થામાં મુકાયેલી કામકાર સ્ત્રી જ્યારે માતા થવાની હાલતમાં આવે છે, ત્યારે તેણીની ફિકર અને જંજાલ વધે છે.

પહેલું નોકરી ખોવાની ધાસ્તી, બીજું પૈસા વગરની તંગ હાલત, ત્રીજું શરિરની કમતાકાત, ચોથું સુખ સગવડ વગરનાં જીંદગીનાં સંજોગો, પાંચમું કુટુંબ અને નાનાં બચ્ચાંઓનું પોષણ કરવાની ફરજ, એ સઘળું એક હમેલદાર ઓરતનાં મંન, જીગર અને તંન ઉપર સારી અસરને બદલે માઠી અસર પેદા કરે છે, એવી વેળાએ મહીનાવાલી સ્ત્રીને છેક છેલ્લી ઘડી સુધી પોતાનાં જીવનાં જોખમે પણ કારખાનાંઓમાં અને ખાણોમાં કામ કરવાની ફરજ પડે છે.

એવું જણાયે છે કે જ્યાં સુધી એ બાબદ માટે વિચાર કરીને બરોબર કાયદાઓ ઘડાયે નહિ, ત્યાં સુધી કામદાર વર્ગોની સ્ત્રીઓનાં જીંદગીનાં બારીક સમ્યે થોડી પણ સહાયતા અથવા મદદ આપવાને બની શકે નહિ, તેથી બાળક અવતરે તે પહેલાં ઓછામાં ઓછાં છ અથવાડયાં આગળ અને છોકરૂં જનમ્યા પછી બીજાં છ અથવાડયાં પગાર સાથે એક હમેલદાર સ્ત્રીને કામ ઉપરથી રજા મળવી જોઇયે, અને ત્યાર પછી તે સ્ત્રી પોતાનું કામ પાછું મેળવી શકે એવી યોજનાં ઘડાવી જોઇયે, જેથી તેણી નીરાંત જીવે બાળકનો જન્મ આપવાને શકિતવાન થઇ શકે છે.

અમેરીકાના વોશીંગતંન શહેરમાં મળેલી ઇન્તર નેશનલ લેબર કોંન્ફરંન્સ પણ હમેલદાર ઓરતોને એ રીતે છેક છેલ્લા મહીનાઓમાં કામ ઉપર જવાની મનાઇ કરે છે, અને તે વેળા સ્ત્રીઓનો નિભાવ થાયે અને પૈસા મળે તેવા નિયંમો ઘડયા છે. વૈદની મદદ અને મફ્ત દવા આપવાને જણાવ્યું છે, અને બાળકનો જન્મ આપ્યા પછી એક સ્ત્રી કામ ઉપર જ્યારે પાછી જાયે છે, તે વેળા દહાડામાં બે વખત નાના બચ્ચાંને દુધ આપવાને અર્ધો કલાક તેણીને છૂટી આપવામાં આવે છે, જેથી તેણી કામ ઉપર પણ દહાડામાં બે વાર પોતાનું દુધ બાળકને આપી શકે છે.

એ રીતનાં કાયદાઓ હમેલદાર કામદાર સ્ત્રીઓનાં ભલાંને માટે જરૂરનાં ગણવામાં આવે છે, અને લાંબો વખત થયા આગલ વધેલા દેશોમાં અમલમાં મુકવામાં આવ્યા છે.

કોઇ કારખાનાનાં માલેકો પોતાની મરજીથી કામદાર વર્ગો માટે સગવડ કરી આપે છે, પણ એક બાબદ ઉપર પોતાની મરજીથી ધ્યાંન આપવું, અને કાયદેસર નિયમીત રીતે સઘળાંએ કરવું એમાં ફેર પડે છે, તેથી કાયદાઓ ઘડવા જરૂરનાં છે કે જે એક સરખી રીતે બધાંને માટે કામ કરે છે.

આગલ વધેલા દેશોમાં કારખાનાંઓ અને ઉધ્યોગ હુન્નરનાં ઠેકાણાંઓમાં કામ કરતાં માણસોનાં બાળકો માટે, મફત શિક્ષણ પુરૂ પાડનારી શાળાઓ અને દુધમલ બચ્ચાંઓને ઉછેરવાની જગ્યાઓની સગવડ ત્યાં કરવામાં આવેલી હોયે છે.

બાનુ તબીબો અને તંન્દુરસ્તી તથા સુખ શાંન્તી વધારનારાં જાહેર ખાતાંઓ તરફથી દાઇઓ, માદાં માણસની સારવાર કરનારી સ્ત્રીઓ, દુધ, દવા એવી ચીજોની મફત સગવડ મળે છે, અને કામદાર વર્ગોની સ્ત્રીઓનાં ગંભીર વખતે પુરી પાડવામાં આવે છે, એ માટે માતૃ સંબંધી લાભોને લગતા ધારાઓ સ્ત્રીઓનાં ફાયદા માટે પુરવાર થયા છે.

---

# વ્યાખ્યાન ૧૦.

## આતશની આરાધનાં.

આ દુન્યાની દરેક વસ્તુને ખાકી અથવા નાશકારક ગણવામાં આવી છે. કેટલી ઝડપથી વખત પસાર થઇ જાયે છે, અને આપણી આ ખાકી જીંદગી ઘણા ટુંક વખતની લાગે છે, તે છતાં આ જીંદગી અગત્યની છે; કારણકે માણસ તરીકે આ ધરતી ઉપર જીવતાં આપણને ઘણી જાતનું શીખવાનું અને અનુભવ મેળવવાનું બની શકે છે.

જીંદગી દરમ્યાન એક બીજાં તરફનું ખેંચાણ દોસ્તીનાં રૂપે જાહેર થાયે છે, અને તે જ્યારે લાંબો વખત ચાલુ રહે છે, ત્યારે દોસ્તીથી બંધાયેલું બે જીવોનું પ્રગટીકરણ એક બીજાં ઉપર અસર કરે છે, એટલે તેઓ એક

બીજાં ઉપર ચઢતા અથવા ઉતરતા પ્રકારની અસરો લાવી શકે છે; અને દોસ્તીનાં હકમાં સાથે મળી ઘણાં કામો કરે છે, જે ખુશાળી અથવા દિલગીરી, સુખ અથવા સંતાપ લાવવાનાં કારણો થઇ પડે છે.

જેમ એક નાનું છોકરૂં જુવાન વયે પોંહચવાને આતુર રહે છે, તેમ મનુષ્ય જીવ દોસ્તીમાં આગલ વધવાને અને હરેક પ્રકારનાં દોસ્તદારો બનાવવાને તળપે છે, જેથી કોઇ વેળા જીંદગીનો બોજો ઉપાડવાને સરળતા મળે છે, અને કોઇ વખતે દોસ્તદારો એક નડતર સમાંન થઇને તે જીવને પાછલ હટાડે છે.

કેટલાક લોકો જરથુસ્તીઓને આતશ પરસ્ત કહે છે, તેથી કેટલાક જરથુસ્તીઓ મનમાં માઠું લાવે છે, અને કેટલાક જણોને એ વાત પસંદ પડે છે.

આતશ પરસ્તીની ફિલસુફી શું છે, તે જાણવી જરૂરની છે, એને લગતી ફિલસુફી બહુ ગુહ્ય છે, અને ઘણા અભ્યાસ વગર સાધારણ રીતે સમજી શકાતી નથી.

દુન્યાંનાં ઘણા ધર્મોનાં ભિત્તરમાં આતશ એક મોટો ભાગ ભજવે છે, પુરાતંન કાળથી ઘણી જુની પ્રજાઓમાં આતશની આરાધના કરવાનો રિવાજ ચાલુ હતો, અને આજની ઘડી સુધી આપણે જાળવી રાખ્યો છે.

**હિન્દુ ધર્મમાં** પણ અગ્નિ પૂજા આવેલી છે, અને ક્રિયાઓ કરતી વેળા રોશન આતશને રાખવામાં આવે છે.

અસલી **ચીનાઇ પ્રજા** પણ આતશની પૂજારી ગણાતી હતી. **ગ્રીક પ્રજામાં** પણ આતશની આરાધનાં ચાલુ હતી, અને ઓલીંમ્પ્યામાં રાત દિવશ ચાલુ આતશ રોશંન રાખતા હતા, જે **ગ્રીક પ્રજાનાં** રાહબર **ફરેસ્તા પેંનનાં** દેવળમાં રાખતા હતા.

રોમન શહેનશાહતમાં પણ આતશની જાળવણી કરવાનો રવૈઓ હતો, ત્યાં **પેલેતાઇનનાં** ડુંગર નજદીક **વેરતામાં** રોમન પ્રજા માટે આતશની આરાધનાં કરવાનું મુખ્ય સ્થળ ગણાતું હતું. ત્યાં આતશને ચાલુ બળતો રાખવામાં આવતો હતો, જે કામ રોમન કુમારીકાઓ કરતી હતી, અને તેણીઓને **વેસ્તલ વર્જીન્સ** અથવા મંદિરની પુજારીઓને નામે ઓળખવામાં આવતી હતી.

અસલી જર્મન પ્રજા પોતાનાં **થોર નામનાં દેવતા** આગળ હંમેશાં એક બતી બળતી રાખતા હતા.

**પ્રશ્યાનાં** લોકો ધર્મનાં મકાનોમાં ચાલુ આતશ બળતો રાખતા હતા, અને ખુશ્બોદાર ચીજો તથા ઓક નામનાં લાકડાંનાં ટુકડાઓ નિયમીત તે ઉપર બાળીને આતશને બળતો રાખતા હતા.

**લીથુએન્યન અને સ્લામીક લોકોમાં** પણ આતશની આરાધનાં કરવાનો રિવાજ હતો, અને ધર્મ ગુરૂઓ આતશને જળતો રાખવાને તેનું રક્ષણ કરતા હતા.

અસલી **આઇરીશ પ્રજા** પણ આતશને રોશન રાખી, તેની જાળવણી એક પવિત્ર મકાંનમાં કરતા હતા, જ્યાં ધર્મ ગુરૂઓ સિવાયે બીજાં કોઇને જવા દેતા હતા નહિ.

**સુફી ધર્મનાં** લોકો એક અણદીઠ બળતા ચેરાગને તેઓનાં માર્ગ ઉપર રોશની આપતો જાણાવે છે.

**ફ્રીમેશંનરી** ઝળકતા **આતસી સેતારા** અને **બહેસ્તની** રોશનીને રાહબર તરીકે ગણે છે.

એ ઉપરથી એવું માલંમ પડે છે કે આતશની અને રોશનીની જાળવણી અને આરાધનાં ઘણા પ્રાચીંન કાળથી ચાલુ છે, અને ઘણી પ્રજાઓમાં આતશની આરાધનાં થતી હતી. એનાં થોડાં કારણો જાણવા જોઇયે.

સાધારણ રીતે આતશનો ગુણ ગરમી આપવાનો છે, અને અંધારામાં રોશની આપી શકે છે.

ગરમીમાં ગતિ આપવાનો ગુણ છે, ગરમી વગર કોઇ પણ વસ્તુની જીંદગી આ દૂન્યામાં ટેકવી શકાતી નથી. જ્યારે કોઇ પણ જીંદગીમાંથી ગરમી અથતા ગતિ નીકળી જાયે છે, ત્યારે જીંદગીનું મરંણુ નીપજે છે.

હાલની વિધ્યા એમ જણાવે છે કે આખી સૃષ્ટાનું બંધારણ ચોક્કસ સંખ્યાઓની ધ્રુજણીઓ અથવા ધ્વનીઓ ઉપર રચાયેલું છે, અને તે આધારે દરેક વસ્તુ અથવા પદાર્થમાં ચોકકસ સંખ્યાની ધ્વનીઓ તેની બનાવતમાં ઉપ્યોગમાં આવે છે.

દરેક પદાર્થમાં એક સરખી સંખ્યાની ધ્રુજણીઓ અથવા ધ્વનીઓ આવી શકતી નથી, પણ સંખ્યા વધતા ઓછા પ્રમાણમાં પદાર્થની રચનાં પ્રમાણે હોયે છે.

આ ધ્વનીઓ તે ગતિ છે, અને ગતિ મારફતે પદાર્થ જીંદગી સાથે સંબંધમાં આવી શકે છે.

માણુસાઇ જીંદગી પણ જો ગતિ વગરની થઇ ગેઇ તો તે ફોકતની થઇ પડે છે. હીલચાલ કર્યા વગરનું મનુષ્ય નકામું છે, તે જીંદગીનું કામ કરી શકતું નથી. તેથી માણુસાઇ જીંદગીની આગલ વૃદ્ધિ થવાનો સંભવ ઓછો થાયે છે, કારણકે તેના ભિત્તરની ગતિ અથવા હીલચાલ કરવાની શકિત નિયમીત રીતે કામ આપી શકતી નથી.

ફિલસુફીમાં આ જગતનાં લોકો માટે આતશને ખુદાનાં સ્વરૂપ તરીકે ચિતારેલો છે. જગતનાં બનાવનારનાં પ્રતીબીંબ તરીકે આતશને ગણુવામાં આવ્યો છે. કુદરતનાં ધણીમાંથી પહેલી બહાર જાહેર થયેલી પ્રકૃતિ આતશની છે. જે આતસીક રોશનીવાળી ઠંડી હોયે છે, પછી તે

મૂળ પ્રકૃતિ ગરમી આપનારી નક્કર પદાર્થની થાયે છે, જે દુનિયામાં જણાતો આતશ છે. અહુરમજદમાંથી બહાર આવેલો આતશ એ પહેલો પદાર્થ છે, તેથી અહુરમજદનાં પુત્ર સમાન ગણ્યો છે.

જરથોસ્તી ધર્મમાં આતશને અહુરમજદનાં પુત્ર તરીકે ઓળખાવ્યો છે. હિંન્દુ ધર્મમાં પણ આતશને બ્રહ્મ સ્વરૂપ તરીકે ગણેલો છે, આદમીનાં રવાંનને આતશની એક ચીંગારી તરીકે ગણે છે, અને સૃષ્ટીનાં પેદા કરનારને એક આતશનાં ગોળા તરીકે ચિતાર્યો છે. કુદરતની સર્વે હસ્તી આતશની ચીંગારીઓ માફક તે આતશી ગોળામાંથી બહાર આવી છે.

જીંદગીનું વધવું તેમાં રહેલા ગુપ્ત આતશ અથવા ગરમીને લીધે છે, જે દરેક હસ્તીનાં ભિત્તરમાં ગતિ, ગરમી અથવા હીલચાલ કરવાની શકિત આપે છે.

મનુષ્ય જીંદગીમાં આ ગતિનું બહાર આવવું તે માસણમાં રહેલી Energy અથવા માણસનું કૌવત, અથવા તાકાત તરીકે જીંદગીમાં પ્રગટ થાયે છે.

આખી જગતનું વધવું, ખનીજ પદાર્થમાં આગલ વધારો થવો, વનસ્પતીની વધ, જાણુવરી પેદાયશનો વધારો, એ સર્વે કુદરતની પેદાયશનાં ભિત્તરમાં રહેલા ગરમીનાં અથવા આતશનાં તત્વને લીધે હોયે છે.

કુદરતનાં ચાર મોટા તત્વોમાનું આતશ એક મોટું અને ઉમદા તત્વ છે. આ ચાર તત્વો જે ખાક, પાણી, હવા અને આતશ છે, કે જે તત્વો વગર જગતની હસ્તી હોઇ શકે નહિ.

આતશ અથવા ગરમી અને ગતિ આપનારાં તત્વને જીંદગી સાથે આટલો ઘાડો સંબંધ હોવાને લીધે, જો જુના કાળથી આતશની આરાધનાં

કરવાનું ચાલુ થયું હોયે તો તેમાં સંદેહ નથી, અને હાલનાં જમાનાંમાં આતશને માનની નજરથી જોતાં હોઇયે તો તે ખુશી થવા જોગ છે.

જ્યારે આતશને અહુરમજદનાં સ્વરૂપ તરીકે ધર્મનાં લખાંણોમાં ગણવામાં આવ્યો છે, અને ખુદાનાં પુત્ર તરીકે લેખ્યો છે, ત્યારે આતશમાં ઇશ્વરી શકિતનો અંશ પણ રહેલો હોવો જોઇયે એ સ્વભાવીક છે.

આતશ દરેક ચીજને બાળીને ભસ્મ કરી શકે છે, એવી શકિત એનામાં રહેલી છે. ફિલસુફીમાં જણાવ્યું છે કે જ્યાં આતશ જાગતો હોયે છે, એટલે બળતો રહેલો હોયે છે, ત્યાં અણદીઠ બૂરી શકિતઓ પોતાનું જોર દેખાડી શકતી નથી; કારણકે આ સૃષ્ટી ઉપર સારી અને બૂરી એવી બે શકિતઓ પોતાનું જોર દેખાડી કામ કરતી હોય એમ જણાયે છે.

ફિલસુફી જણાવે છે કે જે માણસમાં ભિત્તરનો આતશ જાગૃત થાયે છે, ત્યારે તે માણસ પોતાનાં દુર્ગુણોને બાળી નાખવાને અથવા તે ઉપર કાબુ રાખવાને શક્તિવાન થાયે છે. દયા, વફાદારી, પ્યાર, દોસ્તી એ જીંદગીને ગરમી આપનારાં તત્વો છે. જે મનુષ્યની ભિત્તરની ગતિ નિયમીત પ્રકારે કામ કરે છે, ત્યારે જીંદગી પણ સારા નિયમોની જાળવણી કરી શકે છે, દુર્ગુણોને બાળી નાખે છે, અને જે મનુષ્યનાં જીગરમાં ઉમદા સદગુણોનુ આતશરૂપી તત્વ ઝળકતું હોયે છે, તે પોતાનાંમાં રહેલી ઇચ્છા શકિત મારફતે જગતનું ભલું કરી શકે છે.

જે તત્વની આરાધનાં થતી હોયે, તેનામાં રહેલા ગુણોનુ અથવા શકિતઓનું અનુકરણ થાયે છે, તેથી ગરમી આપનારૂ તત્વ જે આતશ છે, તેની આરાધનાં કરનારાં લોકોએ સદગુણોનું બળ, તંન અને મંન મારફતે બહાર પ્રગટ કરવાનું જરૂરનું છે.

જેમ આતશ ઉપર ખુશબોદાર ચીજો બાલ્યાથી, તેનો પમરાત ચોમેર પ્રસરાયે છે, અને આતશ બળતો રાખી શકાયે છે; તેમ માણુસાઇ સદગુણોનો

પમરાત અને ઝળકાત જીંદગીમાં આજુબાજુ ફેળાયે છે, અને જીંદગીનાં ભિત્તરનાં બળમાં વધારો કરે છે.

આતશ સાથે રોશની જોડાયેલી છે, જ્યાં આતશ બળતો હોયે છે, ત્યાં તે રોશની અથવા ઉજાશનાં કિરંણો વાતાવરંણમાં ફેંકે છે, જેથી અંધારૂ દૂર થાયે છે અને ઉજાશ મળી શકે છે. જ્યારે એક માણુસ જ્ઞાની થાયે છે, ત્યારે તેનાં મંનની કાબેલ્યાત વધે છે, અને જ્ઞાનનાં જોરે તે માણુસ વિધ્યા હુન્નરનાં અને દરેક પ્રકારનાં સારા વિચારોની રોશની તે બીજાંને આપી શકે છે; જેથી અજ્ઞાનતાનો અંધકાર મનુષ્ય જીંદગીમાંથી દૂર કરવાને તે શકિતવાન થાયે છે, અને આતશમાંથી નીકળતી રોશની માફક તેનાં તંન અને મંનની શકિતઓ બીજાંનાં ઉપ્યોગમાં આવી શકે છે.

---

# વ્યાખ્યાન ૧૧.

## સ્ત્રીઓની જવાબદારી અને શકિતઓ.

સ્ત્રીઓને લગતા સવાલો ગુંચવાડાભર્યા અને મોહ પમાડે તેવા ગણવામાં આવે છે. એ બાબદમાં ઘણી તરેહનાં મતો બહાર પડયાં છે, કે એક સ્ત્રીએ શું કરવું જોઇયે, શું નહિ કરવું જોઇયે, અને જુવાન બાળાઓને કેવી રીતે ઉછેરવી જોઇયે.

એ પ્રમાણે અનેક પ્રકારનાં વિચારો છાપા મારફતે જાણી શકાયે છે. પણ કોઇબી વેળા એવું જણાવામાં આવ્યું નથી, કે સ્ત્રીમાં શકિતઓ હોતી નથી, અને તેણીને માટે કોઇપણ જાતની જવાબદારી રહેલી નથી.

પણ ઉલટું એમ ધારવામાં આવે છે, કે જગતમાં પુરૂષ વર્ગ સાથે મળીને દરેક પ્રકારનાં કામોમાં ભાગ આપવાની તેણીની ફરજ છે.

એક સ્ત્રીને સુખ દુઃખનાં સાથી તરીકે હમેંશાં ગણવામાં આવે છે, કોઇ માણસો સ્ત્રીઓને પુરૂષો કરતાં ઘણી ઉતરતી પંક્તિની ગણે છે, તેણીઓ માત્ર ઘરનો બોજો ઉપાડવાને, અને વહીતરૂં કરવાને સરજાયેલી હોયે એમ લેખે છે.

કોઇ એવું માને છે કે સ્ત્રીઓ માત્ર ઓલાદ પેદા કરવાનેજ કામની છે, અને છોકરાંની ઉત્પંતી કરવી એ સિવાયે બીજું કશું તેણીને માટે રહેલું નથી.

કોઇ એવો વિચાર કરે છે કે સ્ત્રીઓ માત્ર પુરૂષોને ખુશી કરવાને કાજે જન્મી છે, અને જો તેણીઓ પુરૂષોની ઇચ્છાઓને તૃપ્ત કરે તો તેણીનું કામ પુરૂં થયેલું ધારવામાં આવે છે.

એવી રીતે અનેક તરેહનાં વિચારોમાંથી જો આપણે એક વિચાર લેઇને તે ઉપર ખ્યાલ કર્યે, કે જગતમાં માતા તરીકેનું કામ કરવાને તેણી એકલી સરજાયેલી છે. કારણકે કુદરતે સ્ત્રીની રચનાં એવી બનાવી છે, કે જેથી તેણી સિવાયે બીજાં કોઇથી માતા થવાનું કામ થઇ શકતું નથી, માટે એ વિચાર પહેલા ખ્યાલ તરીકે લેઇયે છીએ.

એક માતા થવાને માટે તેણીનાં માત્ર શરિરની ઉપરજ જે બોજો આવી પડે છે, તેનો વિચાર કરતાં એવું માલંમ પડે છે, કે એક સ્ત્રીએ સર્વેથી પહેલાં તેણીની તંન્દુરસ્તીની સંભાળ રાખવી અવસ્યની છે, શરિર મજબૂટ થાયે તેવા ઉપાયો ચાલુ રાખવા જોઇયે છે.

માતા થવાને કાજે તંનની તાકાત ઘણી ખપની છે, કારણકે જો સ્ત્રીનું તંન નબળું હોયે છે, તો તેણી તંન્દુરસ્ત કૈવત વાળી ઓલાદ પેદા કરી શકતી નથી.

તેટલા માટે તેણી ઠપકાને પાત્ર ગણાયે છે, અને લોકો કહે છે કે જે પ્રજાની સ્ત્રીઓ કમજોર બાંધાની અને નબળી તબીયેત ધરાવતી હોયે છે, ત્યાંની ભવિષ્યની પ્રજા પણ ઓછું બળ ધરાવનારી અને સહેલાઇથી દુઃખ-દર્દોને વશ થનારી લેખવામાં આવે છે.

એક પ્રજાનાં બળનો આધાર ત્યાંની સ્ત્રીઓ ઉપર રહેલો છે. તેણીમાં છોકરાં ઉત્પંન કરવાની શક્તિ રહેલી હોવાને લીધે જે જાતની ઓલાદ તેણી બહાર પ્રગત કરે છે, તે ઢપની પ્રજા થવાનો મોટે ભાગે સંભવ રહેલો છે.

એક સ્ત્રીએ એટલું જાણવું જોઇયે કે તેણીની ઓલાદ, કુટુંબ અને દેશ માટે ઉત્પંન થયેલી છે. તેણી કેવી જાતની પ્રજા પેદા કરે છે, તે માટે પૂર્વનાં કાળથી સ્ત્રીને જવાબદાર ગણવામાં આવી છે, અને જો તેણીની જીંદગી અફ્ળદ્રુપ જાયે છે, તો તે જીંદગી વ્યર્થ ગયેલી ધારવામાં આવે છે.

એક દેશ પણ સ્ત્રીઓ તરફથી એવી આશા રાખે છે, કે તેણીઓ એવી ઓલાદ બનાવશે કે જેથી દેશનાં શહેરીઓ તરીકે વખાણને લાયેકનાં થશે, અને દેશને ચઢતી પંક્તિએ લાવશે.

એ ઉપરથી માલમ પડે છે કે દેશનો આગલ વધારો અને પુરૂષ વર્ગની ચઢતીનો આધાર, થોડે ઘણે દરજ્જે સ્ત્રીઓની તંન્દુરસ્તી અને તંન તથા મંનનાં બળ ઉપર રહેલો છે. તેટલા માટે પુરૂષ વર્ગે કાળજી રાખીને સ્ત્રીઓની શક્તિઓમાં વધારો થાયે એવા ઉપાયો લેવા જોઇયે.

જીંદગીમાં એકલાં શરિરનાં જોરથીજ માણસ કામ કરી શકતું નથી, પણ તંનનાં બળ સાથે મંનની ખીલેલી શક્તિઓ અને લાગણીઓનાં બેગાં બળથી જીંદગી આગલ વધે છે.

એક સ્ત્રી મનુષ્ય તરીકે મંન અને લાગણીઓ એ બંન્ને ધરાવે છે, અને તેણીનાં મંનનાં વિચારો તથા લાગણીઓનાં પડઘાઓ દરરોજની જીંદગીમાં તેણી દેખાડી શકે છે.

એક સ્ત્રીને જે તરેહની તાલીંમ નાની વયેમાં મળે છે, તેનો છાપ તેણી મોટપણ સુધી જાળવી રાખે છે. તેથી સ્ત્રીઓને કેળવણી આપીને સુધારો કરવો જોઇયે, અને હરએક જાતનાં વિધ્યા હુન્નરમાં તેણીઓને પ્રવીણ કરવાનું કામ યોગ્ય ધારવામાં આવે છે.

સારી જાતની ઉંચી કેળવણી લીધેલી સ્ત્રીઓ વિચારોનાં પ્રવાહને જવલેજ આડે માર્ગે વાપડે છે. તેણીઓ લાગણીઓ અને વિચારોનો સુધારો કરવાને શ્રમ લેઇ શકે છે, જેથી ચઢતા પ્રકારનાં કામોમાં પુરૂષો સાથે તેણીઓ પોતાનો ફાળો આપવાને શક્તિવાન થાયે છે.

પણ સ્ત્રીઓને કેળવણી અને કળાં કઉશલ્યમાં આગલ વધારવાનો મુખ્ય આધાર પુરૂષો ઉપર રહેલો હોયે છે, કારણકે સંસારની અને જીંદગીની વ્યવસ્થા કરવાની સત્તા પૂરાણાકાળથી પુરૂષ વર્ગનાં હાથમાં રહેલી છે. પૈસા કમાંવાનાં સાધનો પુરૂષો પાસે રહેલાં છે, દરએક રીતનું છૂટાપણુ તેઓ ભોગવી શકે છે, ઘણી જાતનો બંદોબસ્ત દેશ અને સંસાર માટે તેઓ કરી શકે છે; તે માટે પુરૂષ વર્ગનાં આસરામાં મોટે ભાગે સ્ત્રીઓ રહેલી છે.

એટલા માટે સ્ત્રી જાતિનો સુધારો વધારો કરવાનું કામ પુરૂષ વર્ગની દિલસોજી, તેઓનાં આચાર વિચારો, અને કેટલા પ્રમાણમાં એક સ્ત્રી તરફ તેઓ મદદનો હાથ લંબાવે છે, તે ઉપર સ્ત્રી જાતિની ઉન્નતીની આશા રહેલી છે.

એક સ્ત્રીમાં સુંદરતા, પ્યાર, તેજ બુદ્ધિ અને કામ કરવાની શકિતઓ રહેલી છે, પણ કેળવણી અને તાલીંમ વગર તેણી તે શકતિઓ બહાર લાવી શકતી નથી. ઘરમાં અને નિશાળોમાં જે રીતની તેણીને નાની ઉમ્મરથી કેળવણી મળે છે, તે ઉપર તેણીની જુવાન કુમલી વય રચાયે છે, અને ચોપડીઓ મારફતે જ્ઞાન મેળવાનું તેણી શરૂ કરે છે.

એમ કહેવામાં આવે છે કે એક બાળકીનાં ગુણો, લક્ષણો સુધારવાને માટે, પહેલેથી ઘરમાં તે છોકરીને જે રીતનો સ્વભાવ ખીલવવાની અને આદતો પાડવાની તકો આપવામાં આવે છે તે ઉપર મુખ્ય આધાર રહે છે. તેથી કોઇ જણો એવી માન્યતા રાખે છે, કે નિશાળોમાં, અને આગલ વિધ્યા હુન્નરનો અભ્યાસ કરવાનાં સ્થળોમાં, ચોપડીઓ મારફતે જ્ઞાન આપવાનું સ્ત્રીઓ માટે અવસ્યનું ધારવામાં આવતું નથી, કારણકે એ રીતે સ્ત્રી જાતિનો સુધારો થતો નથી એવા વિચારો તેઓ ધરાવે છે.

પણ હાલનાં સમ્યમાં બીજા આગલ વધેલા દેશોનો અનુભવ, અને આપણી પોતાની જીંદગીમાં મળતો અનુભવ આપણને શીખાડે છે, કે ઘરની અને નિશાળોની બેઉ પ્રકારની તાલીંમ એક સ્ત્રીને અગત્ની થઇ પડે છે.

કારણકે તેણી એક ઉંચ પ્રકારનો જરૂરનો ભાગ જીંદગીમાં ભજવે છે, તેણીની જવાબદારી મોટા પ્રકારની હોયે છે. ઘર સંસાર ચલાવામાં, છોકરાંઓને મોટાં કરવામાં અને પુરૂષની જીંદગી સુખી કરવામાં તેણીની મદદ લેવામાં આવે છે.

જીંદગીનું કલ્યાણ અને સાર્થક ઘણે ભાગે સ્ત્રીઓ ઉપર આધાર રાખે છે. તેથી સ્ત્રી જાતિ તરફથી સારા ગુણોની, ચઢતા પ્રકારની ભાવનાંઓની અને ઉમદા વિચારોની પુરૂષ વર્ગ આશા રાખે છે.

આ સઘળું શુદ્ધ મનોવૃતી, તંન્દુરસ્ત શરિર અને સારી લાગણીઓ ખીલવ્યા વગર થતું નથી. તેથી ભક્તિ ભાવનાં વ્યાખ્યાનો, વિર સ્ત્રી પુરૂષોનાં ચારિત્ર, પ્રજાની ચઢતી પડતીનાં હેવાલો, કુદરતની મહાન શક્તિઓનાં વર્ણનો, ધાર્મીક ક્રિયાઓ એ સર્વે સ્ત્રીઓને ખેંચાણકારક લાગે છે.

તવારીખમાં નામાક્તિ બાનુઓનાં ઘણા હેવાલો લખાયેલા છે, જે નાની વયેની છોકરીઓના જીવોમાં આનંદ લાવે છે, અને એ રીતના

ઉમદા વર્ણોનાં ખ્યાલથી આ ઉછરતી જીંદગી ભરપુર થાયે છે. જેથી જ્યારે તેણી માતા તરીકેની ફરજ બજાવે છે, ત્યારે પુર ઉત્સાહથી તેણી પોતાનાં છોકરાંઓને તાલીંમ આપવાને શકિતવાન થાયે છે.

અમેરીકાનાં એક મોટા કેળવણી આપનારા માણસે જણાવ્યું છે, કે એક દેશના ભવિષ્યનો આધાર, તેમાં વસ્તાં ૭ વર્ષની ઉમ્મરનાં છોકરાંઓને જે રીતની કેળવણી તેઓની માતાઓ તરફથી મળે છે, તે ઉપર રહેલો છે.

આખી પ્રજા હુસ્યાર અને સારા પ્રકારની થઇ શકે છે, જો માતાઓને પહેલેથી બરોબર રીતની તાલીંમ મળી હોયે, કે જ્યારે તેણીઓ નાની છોકરીઓ તરીકે કેળવણી ગ્રહણ કરતી હોયે છે. કેવી રીતે છોકરાંઓને ઉછેરવાં, એ તેઓ જો સારી રીતે જાણતાં હોયે, તો જુવાન છોકરીઓ સારી રૂપની ઓલાદ બનાવી શકે છે.

હિંન્દ દેશમાં ઘણા દુરઅંદેશ પુરૂષો થઇ ગયા છે, જેઓએ ડહાપણ વાપડીને સ્ત્રી કેળવણીનો ફેળાવો કરવાને ઘણો શ્રંમ લીધો હતો. જેનાં પરિણામમાં સ્ત્રીઓને પુરૂષો સાથે ચઢતા પ્રકારનું જ્ઞાન લેવાની તક મળી છે. જેથી આખી પ્રજાને તેનો ફાયદો મળી શકે છે.

એ મહાન માણસોએ સ્ત્રી જાતિનાં છૂટાપણા માટે જો લડત ચલાવી નહિ હતે, તો સ્ત્રી જાતિનો આગલ વધારો થઇ શકતે નહિ. તેઓએ કેળવણી અને છૂટાપણુ સ્ત્રીઓ માટે અવસ્યનું છે એમ જાહેર છાપાદ્વારે જણાવ્યું હતું, અને એ બાબદનાં પ્રજામાં વિચારો ફેળાવ્યા હતા.

સ્ત્રીઓની હાલત સંકોચાયેલી રહે છે. જેથી તેણી નબલી અને જુદા જુદા વિધ્યા હુનરનાં જ્ઞાનની રોશની, પુરૂષો માફક જલદીથી મેળવી શકતી નથી.

સ્ત્રીઓનું છૂટાપણુ અને તેણીઓમાં જ્ઞાનનો પ્રકાશ લાવવાને, જે મોટા નરોએ પ્રયંત્ન કર્યો હતો, તેઓ સર્વેને આભારી છે. તેઓએ ઉમદા લાગણીઓ અને મોટું મંન દેખાડયું હતું, અને જાતિનો ભેદ ન રાખતાં સ્ત્રીઓને એક સરખી પંકિત ઉપર લાવવાને તજવીજ કરી હતી.

તેઓ જાણતા હતા કે દેશનો સુધારો વધારો કરવાને સ્ત્રી જાતિની અજ્ઞાનતા દેશને નડતર સમાંન થઇ પડે છે, અને સંસારી સુધારા કરવાનું બની શકતું નથી. તેથી હાલનાં સમ્યમાં સ્ત્રી જાતિ જો થોડું છૂટાપણુ ભોગવતી હોયે, તો થોડા પુરૂષોની મહેનત, તર્કશકિત, બુધ્ધિ બળ, હિંમત અને કોષેશનું પરિણામ જોવામાં આવે છે. આ મનુષ્યોએ સ્ત્રી જાતિનાં હકોનો સ્વિકાર કર્યો હતો, અને તે હકો અપાવવાને હિંમત દેખાડી હતી.

એટલું યાદ રાખવું જોઇયે કે ઉંચી સ્થિતી જાળવી રાખવાને નીરંતર મહેનત અને કોષેશ કરવી જોઇયે. માત્ર ગૌર્વ ભર્યા વિચારો કર્યાથી ટેક જાળવી રખાતો નથી, પણ ઉલટું પછાત પડવાનો સંભવ આવે છે.

જો એવું ધારવામાં આવે કે ઉંચા પ્રકારની કેળવણી આપ્યાથી સ્ત્રી જાતિ બગડી જાયે છે, માટે તેણીઓને માત્ર સંસારની ચીજોની સમજણ આપીને ઘેરનાં કામકાજમાં રોકાયેલી રાખવી જોઇયે. પણ સુધારેલા જમાનાંમાં આ વિચારો ખોટા પુરવાર થયા છે. કેળવાયેલી સ્ત્રીઓ ઘર સંસાર સારી રીતે ચલાવી શકે છે. તેથી સ્ત્રી કેળવણીને ઉત્તંમ બનાવાની કોષેશ થવી જોઇયે, અને તે કાજે ખર્ચાતા પૈસા, વખત અને કાળજી વ્યર્થ જશે નહિ.

બીજા દેશોની નકલ કરવામાં ફાયદો હોતો નથી, પણ તે દેશો કેળવણી માટે શું કરે છે, સ્ત્રીઓને કેવું છૂટાપણુ આપે છે, તેણીઓનાં હકોનું કેવું રક્ષણ કરે છે, તે માટે કેટલી મહેનત તેઓ લેયે છે, કેટલો પૈસો ખર્ચે છે,

જુવાન જીવો માટે કેવી સગવડો કરે છે, તેઓનાં શરીર, મંન અને સારી લાગણીઓ ખીળવવાને કેવા ઉપાયો યોજે છે, એ સઘળું જાણ્યાથી અને અભ્યાસ કર્યાથી દેશને લગતા સુધારા કરવાનું કામ સહેલું થાયે છે. બેઉ જાતિને ત્યાં કેવી એક સરખી તક આપવામાં આવે છે, જેથી સ્ત્રી પુરૂષ સાથે આગલ વધારો કરી શકે છે. એ સર્વે ગ્રહણ કર્યાથી પરદેશનાં વિચારો પણ કામે લગાડી શકાયે છે. ત્યાં એક બાળક છોકરો અથવા છોકરી છે, તે ઉપર વધુ લક્ષ આપવામાં આવતું નથી, પણ તે બાળક જીવની રખેવાળી એક સરખી રીતે કરવામાં આવે છે, અને બેઉ જાતિ પછવાડે એક સરખો પૈસો ખર્ચીને દુન્યાંનાં કામકાજમાં આગલ વધારે છે.

કોઇ મનુષ્યોને છોકરીઓ પાછલ વધુ ખર્ચ કરવાને પસંદ પડતું નથી. એ તો છોકરી છે, ઘણુ શીખવીને શું કરવાનું છે. પણ એક પ્રજાનાં બે પગો તે સ્ત્રી અને પુરૂપ છે. કોઇબી પ્રજા એક પગે ચાલી અથવા દોડી શકતી નથી.

અજ્ઞાનતા મંનની અને તંનની શક્તિઓને કચડી નાંખે છે, પછી તે પુરૂષ હોયે કે સ્ત્રી હોયે, અને મનુષ્ય તરીકે કુદરત તરફથી મળેલી શકિતઓ વાપરવાને અથવા બહાર લાવવાને બે નસીબ રહે છે.

માણસ કુદરતની સર્વે પેદાયશ ઉપર સત્તા ભોગવે છે, તે પોતાનાં મનોબળથી કરી શકે છે. ખીળેલી શકિતઓનાં પ્રતાપે આદમી અહિંતહીં ફરીને કુદરતની પેદાયેશનું જ્ઞાન મેળવી શકે છે. પણ જો એક પ્રજા હાલનાં જમાંનાંમાં બોરસ્તવાર ઉભી રહેવાને ઇચ્છતી હોયે, તો સ્ત્રી અને પુરૂષ બંનને જ્ઞાન મેળવી શકે એવી જોગવાઇ થવી જોઇયે; દર એક મહાન પુરૂષ સ્ત્રીઓ માટે કહી ગયા છે, કે પ્રજાનાં જીવંનનો આધાર તેણીઓ છે, અને દેશની ચઢતી અથવા પડતી હાલત લાવવામાં તેણીઓ જવાબદાર ગણાયે છે. માટે પુરૂપ વર્ગે ખબરદારી રાખીને સ્ત્રી કેળવણીને ઉત્તેજન

આપવું જોઇયે, જેથી સ્ત્રીઓ પ્રજાનાં માર્ગમાં નડતર સમાંન થઇ ન પડે, પણ ઉપયોગી જીવંનગુજારી, સુખરૂપ કર્તા તરીકે મદદગાર સાથી થઇને સંસારનું તારણ કરી શકે છે.

---

# વ્યાખ્યાન ૧૨.

## આઝાદી યા ગુલામી.

આપણે આઝાદી જોઇએ છે કે નહી? રેવાજોના ઝુલમાત, સામાજીક બંધનો અને જુના જમાનાના મરયાદાપણાના વીચારોનાં બંધનમાંથી છુતવું છે? પ્રત્યક્ષીકરણ એ ફેરફારનું પહેલું પગથ્યુ છે. જો આપણને અજ્ઞાનતા વક્રિ ભાવની સાંકળીઓનું ભાસ નહી હોય તો આગળ ચલાયજ કેમ?

હિન્દુસ્તાનના કેતલાક ભાગોમાં સ્ત્રીઓ ભારી ભારી હાથીદાત, રૂપાં યા કાંસાના જાંજર જમરાં પહેડે છે. નખ અને કાણુમાં મોટાં હોલો પાડી કીમતી પથ્થરની નતો પહેડી, એમ માને છે કે એથી તે લોકોની કોમલતા અને ખુબસુરતી વધે છે. અધમણનો ભાર પહેડી જલદી આગળ તો ચલાયજ નહી, પણ તે તો બીચારીઓને કયાં ખબર, વર્સો વર્સ એક એક જાંજર વધતુંજ જાય ઓછુ તો નજ થાય.

એજ પ્રમાણે સ્ત્રીની કોમળતા અને નિરદોશતા માટે ઉપલાં જણાવેલાં સામાજીક બંધણનો અગત્યાના છે, એમ માની આપણી સાંકલોને તોદી ફેંકી દેવાને બદલે મગરૂબીથી રાખીએ છૈયે અને વધાવી લઇએ છૈયે.

યુવકઓમાં એતલો તો ભાસ આવ્યો છે કે કોઇ જાતનો ફેરફાર થવો જોઇએ. પણ ભાસ માત્ર નકામો છે. ઉમંગ, દ્રદતા અને કારય વીના નીરાશીનાના ખદદામાં પરવાનો સંભવ છે.

યુવકો માટે ઉમંગ એક જીવ ઉત્પક, પ્રાણરક્ષક, જલતી, આગળ ખેંચતી શકિત થઇ પડે છે, જ્યારે જદમંદપણું યા નિસપુર્હતામાં ઘડપણનાં ચીન્હો-જેવાં કે નીષ્ફળતા, પ્રાણગાતકપણુ અને મોત સમાયલાં છે.

એ તો જ્યારે આપણે બંધણુ તોદી ફેરફાર કરી, નવું સમાજ જીવન કરવા માંગ્યે ત્યારે ખરૂં યુધ્ધ શરૂ થશે. તે લડાઇ કઠણુ રહેશે, કારણુ માણસ ખુદ અસલી વીચાર વાલો હોય છે, તેને સામાજીક તકતા પર કાંઇ બદલવાનું પસંદ નથી. અસળના જમાનામાં યુરોપમાં સમાજ સુધારકોને સલગાવીને બારી મુકતા હતા. હાલમાં આપણે સુધરેલાં છૈયે, માટે તેમ નથી કરતાં; તે છતાં ઘણી એક બાહાદુર સ્ત્રીને, ધર્માંનધપણાં અને વીકભાવને લીધે સ્ત્રી જાતીની ઉન્નતી કરવા કાજે, નિંદા લોકનુ બેદરકારપણું, અને થઠ્ઠા મશકેરી પણુ ખમવી પડી છે.

આગળા જમાનામાં જો તરકી દેશમાં એક સ્ત્રી પોતાના ઘરની બહાર નીકલતી યા જરાબી છૂટાપણું મેળવતી, તો તેણી હલકી સ્ત્રી તરીકે ગણાતી હતી. અને તેને ઘણું દુઃખ ખમવું પડતું હતું. ઘણી એક સ્ત્રીઓએ તે વખતે છૂટાં થવાનો પ્રયતણુ કરયો પણુ તે નીષફળ ગયો, કારણુ સમાજની વિરૂધ્તા તેઓ સહન કરી શકી નહી. પણુ તે વખતની ચીંગારી હાલમાં ભભુકતી આગ સમાન વધી, બંધનો તોડી, તરકીની સ્ત્રીઓને આઝાદ બનાવી, હિન્દુસ્તાની સ્ત્રીઓ કરતાં ઘણાં આગળ વધારેલાં છે. હિન્દુસ્તાનની સ્ત્રીઓ હજુર સુધી સમાજ સંકરાણમાં અને બંધનોમાં પરી રહી છે. એક એક સુધારો થતાં વર્સો અને વર્સો વીતી જાયે છે. ધર્મને અડચણ થશે કરી કાંઇ પણુ સુધારો થતો અટકે છે.

ઉમંગ, દ્રદતા અને ખંત રાખી જો આપણે કામ કરશું તો એક એવું સુંદર મકાણ બાંધી શકશુ, કે જેમાં સ્ત્રી પુરૂશો દેવતા તરીકે રહી શકશે.

---

# વ્યાખ્યાન ૧૩.

## તાત્કાલીક ઉપાયોનુ જ્ઞાન અથવા ફર્સ્ટ એડ.

ફર્સ્ટ એડ અથવા તાત્કાલીક ઉપાયો લેવાનું જ્ઞાન સ્ત્રીઓ માટે ઘણુ અગત્યનું છે. આ બાબદ આપણાં સંસાર વહેવારમાં ઘણી ઉપયોગી થઇ પડે છે. ધારોકે આપણું એક નાનું બચ્ચું રમતાં પડી ગયું, અને તેને માથામાં વાગ્યું અને તે જગ્યા પર નાનો ઘાહ પડી તેમાંથી લોહી વહેવા લાગ્યું, તે વેલા તેની માતા જો નાનપણમાં ફર્સ્ટ એડ શીખી હશે, તો તે ઘભરાઇ નહિ જશે, અને મોટી બૂમો પાડી પાડોસીઓને બોલાવા નહિ દોડી જશે, પણ ઘાહ પર કેવી રીતે પાટો બાંધવો લોહી વહેતું બંધ કરવા શું ઉપાય કરવા, તે બધું પોતે સમજીને કરશે અને પછી ડોકતરને બોલાવશે. હવે જો એક માતા ફર્સ્ટ એડનું જ્ઞાન ધરાવતી નહિ હશે, તો તે બચ્ચાંનાં પડી જવાથી મોટી કકલામણ કરશે, અને ડોકતર આવે ત્યાં સુધી બચ્ચાંનાં માથાંમાથી લોહી જયા કરશે, અને તેનો ઉપાય તુરત કરતાં નહિ આવડવાથી બહુ લોહી વહી જવાને લીધે બચ્ચું નબલું પડી જશે; પણ જો માતાને ફર્સ્ટ એડનું જ્ઞાન હોતે તો આ રીતે બચ્ચું હેરાન થતે નહિ, અને તાત્કાલીક ઉપાયોની રીતે તે બચ્ચાંને કેમ મદદ આપવી તે તેણી સમજી શકતે. એજ રીતે તેણી એક મોટાં માણસને પણ ઉપયોગી થઇ પડે છે. જીંદગીનાં ધાસ્તીભર્યા વખતમાં આ તાત્કાલીક ઉપાયોનું જ્ઞાન ઘણુ ખપમાં આવે છે. બીમાર માણસોની કેમ માવજત કરવી, તેઓને માટે બીછાંણાં કેમ બનાવવાં, જેઓથી ઉઠી નહિ શકાતું હોએ તેઓને કેવી કળાથી ઉઠાડવાં, પાણી, હવાની ચોખ્ખાઇ કેમ રાખવી, ખાવાનો ખોરાક કેવો આપવો આ સર્વે બાબદોની માહીતગારી આ બાબદ શીખવાથી આવે છે.

હાથ, પગ, છાતી, માથાં પર પાટાઓ કેવી રીતે બાંધવા, તેનું ખાસ શિક્ષણ એ બાબદમાં આપવામાં આવે છે, માટે જુવાન બચ્ચાંઓને અને સ્ત્રી, પુરૂષો બંને જાતિને માટે ફર્સ્ટ એડની તાલીમ લેવી ઘટારત છે.

ઘણા બાઇઓ એવો વિચાર કરે છે કે હવે એ શીખી શું કરવાનું છે, એ તો ડોકતરનું કામ છે, અને આપણે એ શીખી શકશું નહિ. પણ એ ભૂલભર્યો વિચાર છે, એ જ્ઞાનથી ડોકતર આવે તે અગાઉ ઉપાયો ચાલુ રાખતાં આવડે છે, અને આદમીની જીંદગી જોખમમાં આવી જતી ફર્સ્ટ એડનાં ઉપાયોથી બચાવી શકાએ છે. આ ઉપાયોથી કોઇ વેલા ડુબી ગયેલું માણસ જો બેસુધ થઇ ગયું હોએ, તેને પણ પાછું શુદ્ધીમાં લાવી શકાએ છે, કારણકે હાથની મદદ કેવી રીતે આપી તે માણસમાં શ્વાસોશ્વાસની ક્રિયા કેમ શરૂ કરવી તે શીખાડવામાં આવે છે. આ જાતનાં જ્ઞાનનો વધુ બહોલા પ્રમાણમાં ફેલાવો થવો જોઇએ, અને દરેક જુવાન માણસોએ એ બાબદથી વાકેફ થવું અગત્યનું છે.

---

# વ્યાખ્યાન ૧૪.

## મરહુંમ ડોકતર દાદાભાઇ નવરોજી.

જ્યાં હિંન્દ દેશનાં વતનીઓ રહેતા હશે, ત્યાં મરહુંમ **ડોકતર દાદાભાઇ નવરોજી** માટે વહાલની લાગણી સર્વે સ્થળે બરપા થયેલી હશે.

તેનું કારણ એવંનની જીંદગીની પવિત્રાઇ અને આત્મભાગનાં ઇતિહાસમાં સમાયેલું છે. દરેક કોમો એવું ઇચ્છતી હતી કે એવંનની જીંદગીનાં છેલ્લા દિવસો શાંન્તીમાં પસાર થાયે. એ દેખાડે છે કે એવંન પ્રત્યે સર્વે બાજુથી ચાહનો પ્રવાહ વહેતો હતો.

સ્વદેશ તરફ એટલી પ્રિતી હતી કે એવંને પોતાની જીંદગી સ્વાર્થ રહિત બનાવી શકયા હતા. એવંનનો દેશ પ્રત્યેનો ચાહ ડગમગે તેવો હતો નહિ.

દેશનાં હિત માટે તેઓ મકકમ ઠરાવ રાખી ઘણી મુસીબતોમાંથી પસાર થયા હતા.

વગર સ્વાર્થે જ્યારે દેશનું ભલું કરવાની નેમથી કામ કરવામાં આવે છે, ત્યારે જે વિપ્તીઓ ખમવી પડે છે, તેનું શુભ પરિણામ પ્રજાનો ઉદ્ધાર લાવવામાં આવે છે, અને સ્વરાજ્ય માટેનાં જે વિચારો તેવંને વર્ષો આગલ બહાર પાડયા હતા, તે હાલમાં ઘણે ઠેકાણેથી માન્ય રાખવામાં આવે છે.

કારણકે ઉંડા અભ્યાસ અને અનુભવથી એવંન એવા મત ઉપર આવ્યા હતા, કે એક દેશને આગલ વધારાને કાજે સ્વરાજ્ય અવશ્યનું હતું, અને ધીમે ધીમે તે તરફ હિંન્દુસ્થાનની પ્રજાનું ધ્યાંન ખેંચવાને એવંન પ્રયત્ન કરી રહયા હતા.

જે કાર્યો કરવાને મરહુંમ ડોકતર દાદાભાઇએ નિશ્ચ કર્યો હતો, તે સર્વે કામો એવંન પાર ઉતારી શકતા હતા. એટલુંજ નહિ પણ હજુર સુધી એવંનને હાથનાં સ્થાપાયેલાં મંડળો ઉપ્યોગી કામ કરતાં રહયાં છે.

એવંન કંન્યા કેળવણીની વિરૂધ નહિ હતા. સ્ત્રીઓને આગલ વધારવાને અને તેણીઓને સમાંન હકો આપવાને ભલામણ કરતા હતા.

એવંન છોકરીઓ માટે સર્વે સ્થળે નિશાળોનો ફેળાવો થાયે એવું ઇચ્છતા હતા, અને સ્ત્રીઓની અજ્ઞાનતા દૂર કરવાને પણ ભારે ખંતથી મહેનત કરતા હતા.

એવંનની જીંદગીનાં સદગુણો ઘણા હતા. સાદી, નિર્દોષ જીંદગી એવંને ગુજારી હતી. જાહેર જીંદગીમાં એવા ઉંચ અને દૈવી ગુણો દેખાડતા હતા, કે મિત્ર અને શત્રુ બંન્ને એવંનને એક મહાન પુરૂષ તરીકે પૂજતા હતા.

એવું પવિત્ર ચારિત્ર દેખાડવાને કાજે એવંન પૂજવાને લાયેકનાં અને અનુકરણ કરવાને લાયેકનાં મનુષ્ય તરીકે ગણાતા હતા.

એવંનનું શરિર મરંણ પામ્યું છે, પણ એવંનનાં કામોની કિર્તી અમ્મર રહી ગેઇ છે. એવંનનાં આત્માંનો પ્રકાશ હજુર પણ એવંનનાં વિચારોને પગલે ચાલવાની કોશેશ કર્યાથી મેળવ્યે છૈયે.

એક માણસનું નામ શા માટે પ્યારૂં હોયે છે. જો તે નામ પ્રિતી જીતી શકે છે, અને વિશ્વાસ મેળવે છે તો તેની જીંદગીનાં બનાવો નોંધ લેવા લાયેકનાં લેખાયે છે.

તંન ઉપર કષ્ટ વેઠી, ખંત અને ધીરજથી એવંન કામ કરતા હતા. માનપાનની એવંન આશા રાખતા ન હતા, પણ માત્ર સત્યને હૃદયમાં રાખી જ્ઞાન અને પ્રેમથી દેશ સેવા કરવાને હિંમત ધરાવતા હતા.

માત્ર પૈસાથીજ દેશ સેવા કરી શકાયે, એવી જો આપણે માન્યતા રાખીયે, તો મરહુંમ ડોકતર દાદાભાઇ નવરોજીની જીંદગી તપાસ્તાં ખોટી પુરવાર થાયે છે.

પૈસાની જરૂર પડે છે, પણ તે સાથે જો ઉત્તમ ગુણો દેશ સેવા કરવાને નહિ હોયે, તો મનુષ્ય ઘણુ કામ કરી શકતો નથી.

એવંનની જીંદગીની રાહરીતી એ દેખાડે છે, કે થોડા પૈસાએ પણ એવંન વફાદારી, સચ્ચાઇ, અને પ્રમાણીકપણાથી વર્તી, દેશની કિર્તીને વધારે સારા પાયા ઉપર લાવવાને શકિતવાન થયા હતા.

એક માણસ તરીકે દૂનિયામાં ઘણી સેવાઓ કરવાની છે, તેમાં શરૂઆતમાં, કુટુંબ તરફ ધ્યાંન પુગાડવાનું છે. પછી કોમ તરફ અને દેશ તરફની ફરજો અદા કરવાને ઘણા પ્રકારની કોષેશો કરવાની છે.

મુંબઇ શહેરમાં માંડવી બંદર ઉપર મરહુંમ ડોકતર દાદાભાઇ નવરોજીનો જન્મ થયો હતો. ૧૮૨૫, ૪ થી સપટેંમ્બરનો દિવસ હતો. જ્યારે એવંન પાંચ વર્ષની વયેનાં થયા હતા, ત્યારે એવંનનાં પીતાજી સ્વર્ગવાસ થયા, અને સઘળો બોજો અને જીંદગીનો આધાર એવંનનાં માતાજી ઉપર પડયો હતો, કે જેવંનની હાલત ગરીબ હતી.

મરહુંમ ડોકતર દાદાભાઇ જ્યારે જીંદગીની ચઢતી હાલતમાં આવ્યા, ત્યારે હમેશાં પોતાનાં માતાને યાદ કરીને જણાવતા હતા, કે આજે જે હાલતમાં હું આવ્યો છું, તે મારાં માતાનાં પ્રતાપે છું.

મારાં માતા જો કે હાલની કેળવણી પામેલાં નહિ હતાં, પણ એક પાકજાદ ઓરત હતાં, અને ઘણું ડહાપણ ધરાવતાં હતાં.

મરહુંમ ડોકતર દાદાભાઇનાં લગ્ન વીસ્મે વર્ષે થયાં હતાં. શરૂઆતમાં મહેતાજીની નિશાળે ગુજરાતી શીખીને, એવંન એલફીંન્સ્તંન સ્કુલમાં દાખલ થયા, જ્યાં એવંને ઘણાં ઇનામો મેળવ્યાં, અને પહેલેથીજ બાહોશી માટે વખણાયા હતા.

એવંનને થોડું ફારસી ભાસાનું જ્ઞાન હતું, તેથી શાહનામાંની બેતબાજી લલકારવાનો શોખ હતો.

એવંનને વીલ્યંમ વીલ્બરફોર્સનાં લખાણો જે ગુલામોને તેઓની ગુસરીમાંથી કેમ છૂટા કરવા તે ઉપર હતાં, તે વાંચનો વાંચવાનો શોખ વધુ હતો. તેમજ એક જરથોસ્તીની ફરજો શું છે તે માટે ચાલુ અભ્યાસ કરતા હતા.

ત્યાર પછી એવંન એક શિક્ષક તરીકે અને પછી એક પ્રોફેસર તરીકે એલફીંનસ્તંન ઇન્સ્તીત્યુતમાં કામ કરતા હતા.

એવંનને લાગ્યું કે કેળવણી વગર પ્રજામાં જાગૃતી આવી શકતી નથી; તેથી સ્તુડંન્તર્સ લીટરરી અને સાયંનતીફીક સોસાઇતીની સ્થાપના કીધી; જેની નેમો સ્ત્રીઓમાં કેળવણીનો વધારો કરવો, અને ઉતરતા વર્ગોને પણ કેળવણી આપવી જોઇયે એવી હતી.

આ મંડળીનાં એવંન પ્રમુખ થયા, અને સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપનાર તરીકે મુંબઇ નગરીમાં એવંન પહેલા દેશી હતા.

એલફીંસ્તંન ઇન્સ્તીત્યુતનાં કાર્યવ્યવહકો જેવા કે બારતલ ફ્રીયર, સર ચાર્લ્સ ફોર્બ્સ, કેળવણીનો ફેળાવો કરવાનાં કામમાં એવંનને મદદ આપતા હતા.

ત્યાર પછી આ મંડળી જ્ઞાન પ્રસારક નામની સંસ્થામાં ફેરવાઇ ગેઇ, અને જ્ઞાન પ્રસારક નામનાં ચોપાંન્યાંનાં એવંન અધિપતી થયા.

૧૮૪૫ થી ૧૮૫૦ સુધીમાં પારસી ધર્મની સ્વચ્છતા જાળવી રાખવાને માટે, એવંને રાહનુમાંયે માંઝદયસ્નાન સભા સ્થાપી અને તે સભાનાં મંત્રી અથવા સેક્રેટરી તરીકે કામ કર્યું.

આ સભા ધર્મને નામે થતા વહેમી અને બૂરા રિવાજોને તોડવાને માટે હતી. અને ઘણુ સારૂ કામ તે વેળા આ સભા તરફથી કરવામાં આવતું હતું.

૧૮૫૫ માં એવંન વીલાયત ગયા, અને ત્યા લંડન યુનીવર્સીતીમાં ગુજરાતીનાં પ્રોફેસર નેમાયા.

વીલાયતમાં ઇરાનમાં વસ્તા જરથોસ્તીઓ પ્રત્યે સારી લાગણી ત્યાં બરપા થાયે, તે વાસ્તે એક કામ ઉપાડી લીધું, અને તેઓને મદદ કરવાને એક ફંડ એકઠું કર્યું, જે આજ રોજ સુધી ઇરાનીઓ માટે ઉપ્યોગી ખાતાં તરીકે હસ્તીમાં છે.

પણ માત્ર પારસી કોમનું ભલું કરવાનેજ તેઓ અવતર્યા ન હતા. એવંનને હૈડે હિંન્દ દેશની દાઝ હતી, તેથી વીલાયતમાં એવંને ઇસ્ત

**ઇંન્ડયંન એસોસીએશન નામનું** મંડળ સ્થાપ્યું, અને હિંન્દી આલંમની ગરીબાઇ તથા હિંન્દુસ્થાનની મુશ્કેળીઓનો ચીતાર બ્રીટીશ પ્રજા સનમુખ ધરવાને હિંમત કીધી. આ દેશની આર્થીક સ્થિતી કેટલી નબળી પડતી હતી, તેનો ચીતાર એવંને છાપાઓવારે અને અનેક પ્રકારનાં નિબંધો મારફતે ત્યાં જાહેર કરવા લાગ્યા.

એ અરસામાં એવંન ચારવાર વીલાયત ગયા અને પાછા ફર્યા, અને એવંને ધાર્યું કે હિંન્દુસ્થાન તરફ બ્રિટીશોનું ધ્યાન ખેંચવાને કાજે પાર્લા-મેંન્ટમાં બેઠક મેળવવાની કોષેશ કર્યાથી, આ દેશની મુશ્કેળીઓ માટે લડવાનો સારો સંભવ પેદા થશે.

એવંન પહેલી કોષેશમાંજ પાર્લમેંન્તનાં સભાસદ થવાને ફતેહ પામ્યા, અને એવંને ઘણી લાગણી સાથનું પહેલું ભાષણ હિંન્દુસ્થાન માટે ત્યાં કર્યું.

૧૮૭૪ માં પ્રજા તરફથી વડોદરાનાં એવંન દિવાન નેમાંયા, જે વેળા ત્યાં આડો કારભાર બહુ વધી ગયો હતો. અને એક હિંન્દી રાજ્યકારોબાર સારી રીતે ચલાવી શકે છે, તેનો ઘણો સારો પુરાવો ત્યાં પાંચ વર્ષ કામ કરીને દેખાડયો હતો.

૧૮૫૮ માં **ઇંન્ડયા બીલ** જે હિંન્દુસ્થાનને છૂટાપણુ આપવાને રચાયું હતું, તેમાં બીજા દિલસોજ અંગ્રેજો સાથે મરહુંમ ડોકતર દાદાભાઇએ અદાગ મહેનત લીધી હતી.

૧૮૭૮ માં એવંને હિંન્દુસ્થાનનાં લોકો, ઇંગ્લંન્ડમાં લેવાતી સીવીલ સરવીસની પરિક્ષામાં જઇ શકે, અને તે પરિક્ષા હિંન્દુસ્થાનમાં પણ લેવાયે તે કાજે લડત શરૂ કરી હતી.

જ્યારે કોઇ માણસ ધર્મને લગતો સુધારો કરે છે, તો તે એક ધર્મને માટે હોયે છે, જો કોઇ જણ સંસારને લગતો સુધારો કરે છે તો તે કોમને

લગતો હોયે છે, પણ મરહુંમ ડોકતર દાદાભાઇએ વિચાર્યું કે આખા હિંન્દુસ્થાન દેશની ઉન્નતી લાવવાને માટે એવું એક મંડળ હોવું જોઇયે, કે જ્યાં ન્યાંતજાત અને ધર્મનાં તફાવત વગર, માત્ર જાહેર તકતા ઉપર દેશને લગતી રાજદવારી બાબદો માટે વાદવિવાદ કરી શકાયે; અને હિંન્દનાં દરેક પ્રાંતોમાંથી દેશનાં ભલાંને અર્થે કામ કરી શકે, એવા હેતુથી **કોંગ્રેસ મંડળીની** સ્થાપનાં એવંને કીધી હતી, અને ત્યાં દેશની સ્વતંત્રતા મેળવવાનો ઝુંડો એવંને ઉઠાવ્યો હતો.

મુંબઇ માટે **બોંમ્બે પ્રેસીડંન્સી એસોસીએશનની** સ્થાપનાં એવંને કીધી હતી, કે જે આર્થિક અને રાજદવારી સવાલો ઉપર ચાલુ વાદવિવાદ કરવાને સ્થાપ્યું હતું.

ત્રણ વાર એવંન કોંગ્રેશનાં પ્રમુખ નેમાયા હતા, અને ૧૯૦૬ માં સ્વદેશ અને સ્વરાજ્યનો સંદેશો પ્રજાને એવંને ૬૮ વર્ષની વૃદ્ધવયે આપ્યો હતો.

ત્યાર પછી એવંનની તબીયેત સારી હતી નહિ, અને નબલી તંન્દુરસ્તીને લીધે એવંને **વારસોવાનાં** દરીયા કિનારે એકાંતમાં રહેવાનું પસંદ કર્યું, જ્યાં મોટા રાજદવારી પુરૂષો અને શહેરનાં હાકેમો એવંનની સલાહ લેવાને જતા હતા.

૧૯૧૬ માં એવંનને **મુંબઇની યુનીવર્સીતી** તરફથી એલ. એલ. ડીની ડીગ્રીનું માન મળ્યું હતું, અને તે વેળા એવંનને સરઘસનાં આકારમાં મુંબઇનાં ઘણા રસ્તાઓ ઉપરથી લઇ જવામાં આવ્યા હતા, જે વેળા લોકો તરફથી અનુપંમ પાન મેળવ્યું હતું, અને પ્રેમની લાગણીનો ઉભરો લોકોમાં મજબુત રીતે પ્રસરી રહયો હતો,

એવંનનાં મરણની પાયદસ્ત વેલાનો દેખાવ મુંબઇની તવારીખમાં યાદગાર રહી ગયો છે.

મરહુમ સર નારાયંણ ચંદાવરકરે એવંનનાં મરંણ વેળા જે ઉદ્દગારો એવંન માટે બહાર પાડયા હતા, તે બહુ પ્રસંસાને પાત્ર હતા, અને તે અસલનાં વખતમાં ગ્રીસ દેશની રૂઢી હતી, કે જે બહુ નામાંકીત પુરૂષો માટેજ તે રૂઢી વાપડવામાં આવતી હતી.

એવંને લોકોનાં સાર્થક અને હીત માટે કામો કરતાં અનેક જાતનો સ્વભોગ આપ્યો હતો, અને આખરે દેશ સેવા બજાવીને સ્વર્ગવાસ થયા હતા. એવા એક લોકરક્ષી નરને હિંન્દ દેશે જન્મ આપ્યો હતો, તો તે દેશની ઉન્નતી જરૂર થશે, એવી દરેક જણની આશા છે.

---

# વ્યાખ્યાન ૧૫.

## વેશ્યા સ્ત્રીઓનાં ઘરો.

હિંન્દ દેશનું મુખ્ય શહેર મુંબાઇ ગણાએ છે, જેને આપણે રલ્યામણું મુંબઇ શહેર તરીકે ઓળખ્યે છૈએ. પણ આ મનોહર શહેરનાં ચોકકશ લત્તાઓ ઉપર આપણે જવાને ખુશી દેખાડતાં નથી. તેનું કારણ એ છે કે જેને આપણે વેશ્યા સ્ત્રીઓ તરીકે ઓળખ્યે છૈએ, તેઓનાં રહેવાનાં મકાનો ત્યાં આવેલાં છે, તેથી આબરૂદાર વર્ગનાં લોકો તે બાજુ તરફ જવાને અચકાયે છે.

આ જાતનાં ઘરો માત્ર શહેરની ખુબસુરતીને નુકશાન કરનારાંજ નથી, પણ બીજી અનેક રીતે ખરાબી ઉત્પંન કરનારાં પુરવાર થયાં છે. પશ્ચિમનાં ઘણા સુધરેલા દેશોએ એ જાતનાં ઘરોની બદી દૂર કરવાને પ્રયત્ન કર્યો છે, અને તેના પરિણામમાં આજે તેઓના દેશોનાં જાહેર રસ્તાઓ કસબણ સ્ત્રીઓનાં ખુલ્લાં મકાનો વગરનાં નીરાલા કરવામાં આવ્યાં છે.

આપણા દેશમાં લાંબો વખત થયા આ જાતનાં ખુલ્લાં મકાનો હસ્તી ધરાવે છે, પણ સ્ત્રીઓ તરફથી એ જાતનાં ઘરો બંધ કરાવવાને ઘણી કોશેશ કરવામાં આવી હતી. ગ્રેટ બ્રીટન, અને બીજા મોટા દેશોમાં હવે આ ઘરો ઉઘાડાં રાખવામાં આવતાં નથી, કારણકે ત્યાંનાં લોકો આ જાતની બદી સામે આંખમિચામણાં કરતાં નથી, પણ ત્યાંની સ્ત્રીઓએ આ ઘરો એક શહેરમાં રહેવાં નહિ જોઇએ, એવી રીતે પ્રજા મત કેળવ્યું હતું, જેથી ખુલ્લી રીતે રાખવામાં આવતો વેશ્યા વારો ત્યાંથી નાબુદ થયો છે.

મુંબઇ શહેરની વસ્તી, ઉદ્યોગ હુન્નરનાં ઠેકાણાંઓ, તેની દોલત વેપાર-વણજ, ધાર્મીક ખાતાંઓ, સ્ત્રીઓની સંસ્થાઓ એ સર્વે વખાણવા લાયક છે, પણ આ શહેરનાં જે ભાગમાં ઉઘાડાં મકાનો વેશ્યા સ્ત્રીઓ માટે અલાહેદા રાખવામાં આવ્યાં હતાં, તે જોઇને અફશોશ પેદા થાએ છે. જાહેર લોકોનું ધ્યાન જ્યારે એવાં મકાનમાં ખુન અથવા કંઇ બીજો નઠારો બનાવ બને છે ત્યારે ખેંચાયે છે, અને ત્યાર પછી તે તરફ બેદરકારી દેખાડવામાં આવે છે. પણ આ સવાલનો ઉંડાણથી અભ્યાસ કરતાં એમાં વસ્નારી સ્ત્રીઓ ઉપર કેવા પ્રકારનાં હાંદેસાઓ ગુજરે છે, તે જાણવું અગત્યનું છે. આ જાતનાં વેશ્યાઓનાં ઘરોને અનિતી, ગુલામગીરી, ગુનાહો અને દુઃખદર્દો લાવનારાં તરીકે ગણવામાં આવ્યાં છે, તેમાં કંઇ પણ સહરાગત કરવામાં આવી નથી. આ ઘરોમાં વસ્તી સ્ત્રીઓ પોતાનું છૂટાપણુ ભોગવી શકતી નથી. કુમળી વયેની બાળાને કોઇ વેળા તેઓનાં સગાં અથવા વાલીઓ પાસેથી આ ધંધા માટે વેચતી લેવાનો બનાવ બને છે કોઇ વેળા ઘરમાંથી નાહની બાળાને પુસ્લાવી લેઇ જવામાં આવે છે, કોઇ વેળા મોટા મેળાઓ અને જાત્રાઓમાંથી નાદાન છોકરીને ઉપાડી લેઇ જવાનો બનાવ બને છે, અને કોઇ વેળા ગરીબાઇનાં દબાણ નીચે સ્ત્રીઓ પોતે એ ધંધો અખત્યાર કરે છે.

અમેરીકન બ્યુરો ઓફ સોસ્યલ હાઇજીન તરફથી ખાસ એક જાણીતા માણસને દૂન્યિાંનાં મોટા શહેરોની મુલાકાત લેઇ, આ ધરો માટે તેનુ મત શું હતું તે જણાવવાને રોકવામાં આવ્યો હતો, તેવનનું નામ Abraham Flexner હતું. બે વરસો સુધી યુરોપમાં મુસાફરી કરી એક ચોપડી લખી હતી, જેમાં ટુંકામાં એટલું જણાવ્યું છે કે "The brothel gives to vice its most prominent advertisement."

વેશ્યા સ્ત્રીઓનાં ધરો બદી અને દુષ્ટતાની આપણાં મોઢાં સામે એક જાહેર ખબર પ્રસિદ્ધ કરે છે.

In the West public opinion has revolted the system of tolarated brothels, and segregated areas because they are recognised as the principal source of "White slave traffic. Dr. Baumgartuer of Vienna has said that the brothel is inseparable from the traffic in girls and another authority Bloch tersely remarked "without brothels no traffic in women."

એક કુમળી વયેની બાળાને જો એક વેશ્યાનાં ધરમાં લાવી રાખવામાં આવી હોએ, તો ત્યાંથી તેણી ધણી સહેલાઇથી બહાર આવી શકતી નથી. તેણી અજ્ઞાન હોવાને લીધે પાછલથી તેણીની હાલત કેવી થશે, તેનું તેણીને ભાન હોતું નથી, અને પોતાની મરજી પ્રમાણે છૂટાપણું ભોગવી શકતી ન હોવાને લીધે, બીજાં બહારનાં સારાં આદમીઓનાં સમાગમમાં આવવાનો ઝાઝો સંભવ રહેતો નથી.

આપણા શહેરમાં દરેક જાતની વેશ્યા સ્ત્રીઓ જોવામાં આવતી હતી, અને એમ જણાવામાં આવે છે કે એક ચેલીમાં ચાલીસથી પચાસ સ્ત્રીઓ રહેતી હતી, અને કોઇ વેળા તેથી વધુ પણ રાખવામાં આવે છે, એ પ્રમાણે

ઓછી અથવા વધતી સંખ્યામાં ચોકકસ મોહલ્લાઓનાં ઘરોમાં તેણીઓ જીંદગી ગુજારતી હતી. એક મરદ અથવા સ્ત્રી ઉપરી તરીકે આખાં ઘરનો કારભાર ચલાવે છે, જેને આ જાતનું ઘર રાખનાર અથવા Brothel Keeper તરીકે ઓળખવામાં આવે છે, જે ધંધો ચલાવાને માટે વારંવાર જુવાન વયેની નવી છોકરીઓને ઘરમાં લેઇ જઇ રાખવાને ગોઠવણ કરે છે, અને એ ધંધા માટે તેઓને તાલીંમ આપવામાં આવે છે. તેઓને ત્યાં સુંદર કપડાં અને ઘરેણાં પહેડાવી ઘરોની ઉઘાડી બારીઓ આગલ રાતની વેળા બેસાડવામાં આવતી હતી. જ્યાંથી તેઓ જાહેર લોકોનું ધ્યાંન ખેંચી શકતી હતી. એક જુવાન માણસ તે રસ્તા ઉપરથી જાએ છે. ત્યારે આ જાતનાં ઘરો તેને અનિતીનાં રસ્તા તરફ દોરવવાને પુરતી લાલચ દેખાડે છે, જેથી તે પોતાની ઉપર કાબુ રાખી શકતો નથી. અને આવાં ઘરોમાં વારંવાર મુલકાત આપ્યાથી આયંદે તે એવા દુષ્ટ જાતનાં ચેપી રોગને વશ થાએ છે કે તેની જીંદગી કંગાલ બને છે, એટલુંજ નહિ પણ તેના સમાગમમાં આવતાં બીજાં માણસોને પણ આ બૂરો રોગ લાગુ પડી શકે છે, એવું હાલની વિધ્યાએ પુરવાર કરી આપ્યું છે. તેથી સુધરેલા દેશોમાંથી વેશ્યા સ્ત્રીઓનાં ઘરોને નાબુદ કર્યાં છે, અને એવી ખુલ્લી રીતનાં ઘરો કોઇ પાછાં સ્થાપી નહિ શકે, તે માટે સત્તાવાલાઓ તરફથી ત્યાં પુરતી સંભાળ લેવામાં આવે છે, અને તેને લગતા કાયદા કાનુનો ઘડવામાં આવ્યા છે. જેથી જાહેર રીતે આ જાતનો ધંધો ચલાવનાર સ્ત્રીઓ અને એવાં ઘરો રાખનારા ઉપરીઓનાં કામમાં બહુ અટકાવ થએલો છે. હાલનાં વિધ્યા શાસ્ત્રે પુરવાર કરી આપ્યું છે કે વેસ્યા સ્ત્રીઓનાં ઘરો જેમ સ્ત્રીઓનો નાશ લાવે છે, તેમ તે પુરૂષ વર્ગને માટે પણ બહુ દુઃખ ઉત્પંન કરનારાં અને કંગાલ્યત ફેલાવનારાં માલમ પડયાં છે, કારણકે એક પુરૂષ પૈસો અને તંદરૂસ્તી એ બેઉ ચીજો આ ઘરોની મુલાકાતથી ખોયે છે, તેથી બેઉ જાતિ માટે એ ઘરોને હાનીકારક ગણવામાં આવ્યાં છે.

૧૮૯૯ માં ડૉકતર્સોની ત્રણ સલાહ આપનારી મંડળીઓ ચેપી રોગ માટે મળી હતી, ત્યાં પણ એવું ઠેરાવવામાં આવ્યું હતું, કે તંદરૂસ્તી સાચવવાને માટે જુવાન મનુષ્યોને આ રોગો શાથી ફેલાએ છે તેનું ગ્નાંન આપવું જોઇએ, અને જો તેઓ નિતીમાન ચોખ્ખી જીંદગી ગુજારે તો આ રોગોનાં ભોગો થતા બચી શકે છે.

ક્રિશ્ચ્યાન્યાંની મેંડીકલ ફેકલ્ટીએ પણ પોતાનું દ્દઢ મત જાહેર કર્યું હતું, કે વેસ્યા સ્ત્રીઓનાં ધરોની જરૂર છે એવું મત વાજબી લાગતું નથી, કારણકે હમારા અનુભવ પ્રમાણે સાદી નિતીમાન જીંદગી ગુજારનારાં મનુષ્યો, આ ભયંકાર દુ:ખને વશ થયા હોએ એવુ હમારી જાણમાં આવ્યું નથી.

૧૯૧૬ માં ચેપી રોગો માટે રોયલ કમીશંન મલ્યું હતુ, તેના અભિપ્રાય પ્રમાણે તંદરૂસ્તી જાલવનારાં ખાતાં તરફથી ગ્રેટ બ્રીટનમાં એવું જાહેર કર્યું હતું, કે દરેક છોકરા અને છોકરીએ જાતિને લગતું ગ્નાન મેળવવું જોઇએ, અને સંપુર્ણ તંદરૂસ્ત હાલત રાખવાને કાજે અનિતીમાન જીંદગી તરફ ખેંચાવાની લાલચને તાબે નહિ થવું જોઇએ. જેથી આ દુષ્ટ દર્દો આપણી વચ્ચેથી દૂર કરી શકાએ છે, અને હજારો મનુષ્યની જીંદગી ભ્રષ્ટ થતાં બચી શકે છે. એ ઉપરથી આપણે જાણી શકશું કે વેસ્યા સ્ત્રીઓનાં ધરોની જરૂર છે, એવા વિચારો ધર્મ અને વિધ્યા શાસ્ત્રને આધારે વાજબી માલમ પડતા નથી.

ફ્રેંન્ચ અને જરમન પ્રોફેસરો "નીસર અને ફુરન્યે" જેઓ આ બાબદનાં ચાલાક અભ્યાસિઓ હતા, તેઓએ જણાવ્યું હતું કે જેટલા પ્રકારે આપણે વેસ્યાપણાને બચાવીને તેને ચાલુ રાખ્યે, તેટલા પ્રમાણમાં તેઓનાં ધરોની હસ્તી તંદુરસ્તીને ગેરલાભ કરે છે.

અગાઉ આસરે ૮૦૦ થી ૯૦૦ ઘરો વેશ્યા સ્ત્રીઓનાં મુંબઇમાં હતાં. જ્યાં હિંન્દી સ્ત્રીઓ કસબણો તરીકે આસરે પાંચ હજારની સંખ્યામાં વસવાત કરતી હતી. જેપાનીસ વેશ્યાઓનાં ઘરો ૩૪ હતાં. જ્યાં એંસી જેપાનીસ સ્ત્રીઓ એ ધંધો ચલાવતી હતી. ત્યાર પછી ઘણા નાના પ્રમાણમાં આસરે ૪૦ એક સ્ત્રીઓ બગડાદી જ્યુ સ્ત્રીઓની હતી, ૨૮ યુરોપ્યંન અને ૨૩ સ્ત્રીઓ ઇન્ડયન ક્રીસ્ચ્યંન જાતોની ત્યાં હોયે એમ ધારવામાં આવતું હતું. હાલમાં તેઓને શહેરનાં ચોકકસ લત્તાઓમાંથી ખસેદવાંમાં આવ્યાં છે; કાયદાની ચાંપ વધારે તેઓ ઉપર લાગુ પાડવામાં આવે છે. પણ તેઓનાં ઘરો તદન નાબુદ થયાં નથી. સત્તાવાળાઓ સારી દેખરેખ રાખે છે. આ ઘરો ચડઉ ઉતર પંકિતનાં રાખવામાં આવ્યાં છે, કોઇ ઘરોમાં સફાઇ સુઘડાઇ પર ધ્યાન આપી સણગારવામાં આવ્યાં છે, જેઓને પહેલા વર્ગનાં ઘરો તરીકે ઓળખવામાં આવે છે. તેથી ઉતરતાં બીજા વર્ગનાં ઘરો ગણાએ છે, અને ત્રીજા વર્ગનાં ઘરો સારી અવસ્થાનાં હોતાં નથી. આ ત્રીજા વર્ગનાં ઘરોમાં વસ્તી વેશ્યા સ્ત્રીઓ નાની કોઠડીઓમાં રહેતી હતી, જેની બારીઓને લોઢાંના સલ્યાઓ જડી લીધેલા હોયે છે, અને બારણાંઓ લોઢાંનાં સલ્યાઓનાં જાલીનાં રાખેલાં છે, ત્યાં તેઓ બારણાને તાલુ મારી તેની આગળ બેસ્તી હતી, પણ હાલમાં તે નાબુદ કરવામાં આવ્યું છે, એ પ્રસંશાને પાત્ર છે. આ દેખાવ આપણને જોવા ગમતો નથી, કારણકે આપણને એવું લાગે છે કે એક મોટા પીંજરાંમાં એક જનાવરને ગોંધી રાખ્યું હોએ તેમ આ કોઠડીઓમાં બેઠેલી સ્ત્રીઓ નજરે પડતી હતી, તેઓ આ રીતે બંધ બારણે અંદર બેસી ઘરાકોને પકડે છે, અને તેઓનો ઉપરી અથવા તેઓ પોતે હાથમાં થોડા પૈસા લેઇ બારણુ ખોલી આપે છે. આ જાતની કોઠડીઓમાં રહેતી સ્ત્રીઓ બહુ નજીવે દામે ઘરાક મેળવે છે, અને એવું જણાવવામાં આવે છે કે ઘર રાખનાર ઉપરી પૈસા તરીકેની તેઓની કમાઇ લેએ છે,

અને તેઓને માત્ર કપડાં તથા ખાવાનું મળે છે. પહેલા વર્ગનાં વેશ્યા સ્ત્રીઓનાં ઘરો રાખનારા ઉપરીઓ સ્ત્રીઓની અર્ધી કમાઇ પોતે લે છે, અને અર્ધા પૈસા તેઓને આપે છે; એ રીતે કેઠે માત્ર ખાવાનું અને કપડાં અને કેઠે થોડા સાથે પૈસા આપવાનો બંદોબસ્ત રાખ્યો હોએ છે.

આગલ એક ઉપરીની મરજી પ્રમાણે એક વેશ્યા સ્ત્રીને ગમે તેવી હાલતમાં આવેલાં સર્વે ઘરાકોને લેવાં પડતાં હતાં, કેટલી સંખ્યામાં ઘરાકો લેવાં તે તેણી પોતે મુકરર કરી શકતી નથી, અને એ રીતે તેણીનાં શરીરનો અને મનનો નાશ બહુ જલદી થાએ છે. છેલ્લો એક કાયદો એવો ઘડવામાં આવ્યો હતો, કે એક વેશ્યા સ્ત્રી જો આ ધંધો છોડી દેવાને ઇચ્છે, તો તેણી પોલીસનાં મોટા અમલદારોની મદદથી પોતાનું છૂટાપણુ મેળવી શકે છે. પણ આ જાતની સ્ત્રીઓ શીખેલી ભણેલી હોતી નથી, તેઓ પોતાનાં ઉપરીઓનાં હાથ હેઠળ તાબામાં રહેલી હોએ છે, કોઇ બીજાં માણસો સાથે ભેલાઇ શકતી નથી, અને સંજોગોને લીધે તેઓની જીંદગીમાં એક જાતની નફ્તાઇ આવેલી હોવાથી આ કાયદાનો લાભ તેઓ મોટા પ્રમાણમાં લેઇ શકે, તેથી મદદની જરૂર છે.

આ જાતનાં ઘરો જુવાન માણસોમાં અનિતીનો ફેલાવો કરે છે, અને તેઓની ઉઘરતી જીંદગીને કચડી નાખવાને પુરતાં સામર્થવાન છે, કારણકે આપણે એવા ઘણા દાખલાઓ જોયા છે કે સારા માણસોનાં બચ્ચાંઓ જો નાની ઉમ્મરમાં આ જાતના ઘરોમાં પગપેસારો કરે છે, તો તેઓ ઘણે પ્રકારે હેરાન થાએ છે. તેથી વસ્તીવાલાં મોટાં શહેરોમાં આ જાતનાં ઘરો લોકોની સુખ શાંન્તી માટે નડતર સમાન થઇ પડે છે. જ્યારે આ ઘરો માટે શહેરીઓ તરફથી ફરિયાદો થાએ છે, ત્યારે તેઓને એક જગ્યાથી ખસેડી બીજી જગ્યાઓ પર લેઇ જવાની જરૂર જણાએ છે. કોઇ વેળા આ જાતનાં ઘરોની બદીથી ઉત્પન થતા રોગો, આખાં કુટુંબની જાહોજલાલી,

ઇજ્જત અને તંદરૂસ્તી બગાડયા ઉપરાંત, તેમાં પેદા થતાં નવાં બચ્ચાંઓને માટે એક શ્રાપ સમાન થઇ પડે છે, અને તેઓ રોગીષ્ટ હાલતમાં જન્મેલાં હોવાથી તનની અને મનની અનેક પ્રકારની નબલાઇ જીંદગીમાં દેખાડે છે. જેથી આ જાતનાં ઘરોની હસ્તી ઘણી રીતે દુઃખનું મૂળ થઇ પડે છે. અને શહેરની સુખાકારીમાં વધારો કરવાને બદલે તેની સુંદરતામાં બગાડો કરે છે. છેલ્લા ઘડેલા કાયદા પ્રમાણે આ ઘરો પોલીસનાં અમલદારોની દેખરેખ નીચે હોએ છે, તેઓ ચોક્કસ ભાગોમાં વેશ્યા સ્રીઓને રહેતી અટકાવી શકે છે, અને ઉમ્મરમાં ન આવેલી બાલાઓને જો એ ધંધામાં લેવામાં આવી છે એવું જણાએ છે, તો તેઓ અટકાવી શકે છે, અને કોઇ એક સ્ત્રી જો છૂટી થવાની મરજી દેખાડતી હોએ તો તેણીને મદદ કરી શકે છે. પણ એટલો કાયદો પુરતો ગણાવો ન જોઇએ. ઘણા મોટા અને આગલ વધેલા દેશોમાંથી આ જાતનાં ઘરોને કાઢી નાખવામાં આવ્યાં છે. એ બાબદ માટે ગ્રેટ બ્રીટન, અમેરીકા અને બીજા દેશોનાં લોકોએ અભ્યાસ કરી, એમાં સમાએલા ફાયદા અને ગેર ફાયદાઓ તપાસી, એવાં નક્કી અનુમાન ઉપર આવ્યાં છે કે આ જાતનાં ઘરો શહેરમાં રાખ્યાથી ફાયદાને બદલે વધુ ગેરલાભ કરે છે. તેથી ત્યાંની સ્ત્રીઓએ ઘણો વખત આગલ એ માટે માગણી કરી બંધ કરાવ્યાં છે.

સીલોંનમાંથી સીલોંનની પ્રજાએ ઉમંગથી એ બાબદ માટે કામ કર્યું છે, અને ત્યાનાં કાયદાઓમાં ફેરફાર કરાવી વેશ્યા સ્ત્રીઓનાં ઘરો રાખવાં કાયદાપૂર્વક નથી એમ ઠેરવ્યું છે. રંગુનમાં પણ એવા કાયદાઓ થયા છે, કે કોઇ માણસો વેશ્યા સ્ત્રીઓનાં ઘરો રાખી તેઓની કમાઇ પર જીંદગી ગુજારે તો તેઓ શિક્ષાને પાત્ર થાએ, અને ત્યાં વેશ્યાઓનાં જાહેર ઘરો રાખી શકાએ નહિ એવું કાયદો જાહેર કરે છે. વેશ્યા સ્ત્રીઓની કમાઇ ઉપર જીવનારા માણસોને અહિં પણ શિક્ષાને પાત્ર ગણવામાં આવે છે.

જાહેર રીતે ચાલતો આ ધંધો સ્ત્રી જાતિને નામોશી લગાડે છે, મુંબાઇનાં બારાંમાં આવતા અનેક પ્રકારનાં પરજાતનાં માણસોનાં મનમાં હિન્દી સ્ત્રીઓ માટે આ ધરો સારો ભાસ લાવી શકે નહિ એ દેખીતું હતું. એ માટે ગ્રેટ બ્રીટનમાં મનુષ્યનાં ભલાંને માટે કાયદો ઘડવામાં આવ્યો છે, અને ત્યાંનાં લોકોએ કાયદામાં એવું જાહેર કર્યું છે, કે કોઇ ઘેરવાલા જાહેર રીતે આ ધંધો ચલાવાને વેશ્યા સ્ત્રીઓને ધરો ભાડે આપે તો તેઓ શિક્ષાને પાત્ર ગણાએ છે, અને આ ધરોની હસ્તી કાયદા પુર્વક ગણવામાં આવતી નથી. આ ઢપનો કાયદો બેઉ જાતિ માટે લાભકારક છે, સ્ત્રીઓને જાહેર રીતની નામોશીમાંથી બચાવે છે, ઘણા સખ્ત પ્રકારે તેણીની જીંદગીનો નાશ થતો અટકાવે છે. વૃધ અવસ્થામાં તદ્દન રોગીષ્ટ થએલાં શરીર સાથે નીરાધાર હાલતમાં આવી પડવાનો ઓછો સંભવ રહે છે, અને તેણી આ સુધરેલા કાયદા મારફતે પોતાનાં બચાવ સારૂ જીંદગી ભોગવવાને પોતાની મરજી અને છુટાપણાંનો થોડો ઉપયોગ કરી શકે છે. એ માટે આપણાં દેશના કાયદામાં ફેરફાર કરવાની જરૂર છે, અને આપણે ઇચ્છયે છેએ કે ધારા બાંધનારી મંડળીઓ અને સરકારી અમલદારો સાથે મળી એ બાબદનો નિર્ણય સંતોષકારક રીતે નજદીકનાં ભવિષ્યમાં કરશે એવી આપણી આશા છે.

હાલનાં વખતમાં સરકારી અમલદારોની મદદથી વેશ્યા સ્ત્રીઓનાં ઉઘાડાં ધરો મુંબઇમાંથી બંધ કરવામાં આવ્યા છે. એ માટે **વીજીલંન્સ એસોસીએશંન** તરફથી મહેનત કરવામાં આવી હતી, અને સ્ત્રીઓની માંગણીને ટેકો આપવામાં આવ્યો હતો.

હાલમાં એવો કાયદો ઘડવામાં આવ્યો છે, કે કોઇ માણસ એક સ્ત્રી પાસે વેશ્યાપણુ કરાવતો હોયે, અને તેણીની કમાંણી ઉપર પોતાની જીંદગીનો નિર્વાહ કરતો હોયે, તો તે માણસ શિક્ષાને પાત્ર ગણાયે છે.

નાની ઉમ્મરની છોકરીઓને બહાર ગામથી વેશ્યાપણુ કરાવાની નેમથી જો મુંબાઇમાં લાવવામાં આવે, તો તે માણસોને પણ શિક્ષા થાયે છે. એ રીતનાં કાયદા મનુષ્ય જાત માટે ફાયદાકારક ગણાયે છે.

---

# વ્યાખ્યાન ૧૬.

## સહકાર અથવા સામેલગિરી.

જીંદગીની કુતેહની ચાવી સહકારીપણુ છે. એકબીજાને છૂટ આપ્યાથી અને સમાંન હકો જાળવ્યાથી અરસપરસની સામેલગિરી મેળવી શકાયે છે.

હકુમતની સંકોચાયેલી પદ્ધતિ ચાલુ રાખ્યાથી ગુંચવાડો, ચાલુ ઝગડાઓ અને બિગાડ થાયે છે.

એ રીતે જીંદગીમાં નબળાઇ પેદા થાયે છે. અંતકરણમાં કઠોરતા આવે છે, અને મંનમાં વિરૂધતાનાં ઉલટા પ્રકારો લાવે છે, જે પ્રજાને અવળે રસ્તે દોરવે છે.

જ્યારે જુદા જુદા સવાલોની તકરાર ખરી હોયે છે, વાદવિવાદમાં સચ્ચાઇ સમાયેલી હોયે છે, ત્યારે સાંમેની પક્ષો વધારે જોરથી ફટકો મારવાને તૈયાર થાયે છે.

કારણકે વાદવિવાદ કરવાને માટે એટલું અગત્યનું છે, કે જેઓ તકરારમાં ભાગ લેયે છે, તેઓનાં સવાલોનો પાયો મજબૂત રીતે રચાયેલો હોવો જોઇયે; અને જે શબ્દો તેઓ વાપડે છે, તેમાં પ્રમાણીકપણુ અને દ્રઢતા સમાયેલી હોવી જોઇયે. છેલ્લો નિર્ણય કરવાને માટે સાંમસાંમેની ટોળીઓની પક્ષોમા, એક એક તરફ અણગમો અને અવિશ્વાસ હોવો જોઇયે

નહિ, પણ ખુલ્લાં મંનથી ખરી તકરારો બહાર લાવીને, તેનો ચુકાદો રાસ્તીનાં માર્ગે કર્યાથી બંન્ને પક્ષો રાજી થાયે છે.

મનુષ્યનાં ભલા વિચારોને જ્યારે ઉપ્યોગમાં લેવામાં આવે છે, અને ખરા વિચારોને અનુકુળ સારાં કામો કરવાને માણસ હિમંત દેખાડે છે, ત્યારે સહકારનો ફાયદો જણાયે છે. સત્તાનો ઉપ્યોગ સારી રીતે અથવા બૂરી રીતે માણસ કરી શકે છે, અને આખા જન સમુહની વૃદ્ધિ કરવાનુ બળ ધરાવી શકે છે. જ્યારે હકુમતની રાજનિતીની નેમ આદમીને આગલ વધારવાને અને દેશમાં સુધારો કરવાને વાસ્તે હોયે છે, ત્યારે પ્રજાનાં કાબેલ માણસો તેનો લાભ લેઇને, સહકાર કરીને પોતાની શકિતઓ ખીળવે છે, જે પ્રજામાં કુશળતા અને બળ પેદા કરે છે.

ઐકયતાથી જુદી જુદી પ્રજાઓ સુલેહ સંપમાં દિવસો ગુજારી શકે છે. કુદરતી રીતે દરેક જણુ પોતાનાં ઘરનો ધણી થવાને ઇચ્છે છે, અને તે કાજે આખી પ્રજાની ઐકયતાની જરૂર પડે છે. જ્યાં એક બીજાં તરફ વિરૂધતા અને બેદીલી હોયે છે, ત્યાં આગલ વધારો કરવાનું કામ મુસ્કેલ થાયે છે. દિલસોજીથી ઐકયતા આગલ વધે છે, અને જુદાઇથી વિરૂધતાનું જોર વધે છે, જે કજીયો, કંકાશ અને કપટ લાવે છે, જેથી એક બીજાંનો નાશ કરવાને મનુંષ્ય જીવ તળપે છે.

ભલી ઇચ્છાઓ સારો સંબંધ જોડે છે, જેથી જીંદગીનાં બંધનો તોડવાની શકિત આવે છે. બૂરી ઇચ્છાઓ પ્રજાઓને કુમાર્ગે દોરવીને તેઓમાં જીંદગીનો નાશ લાવવાની શકિતઓનો વધારો કરે છે, જેથી મનુષ્ય જીવોનું તારંણ થઇ શકતું નથી.

જીંદગીનાં સંબંધો મોહ પમાડે એવા હોયે છે, જે સંબંધો દોરાનાં તાંતણાં માફક ઘડીમાં તુટી જાયે છે, અને પાછા ઘડીમાં જોડાયે છે. એક-

મેકની સામેલગિરી સંબંધોને ટેકો આપે છે. વિયોગથી સંબંધો નબળા પડે છે, અને જીંદગીની વેગ આગલ વધતી અટકે છે.

જીંદગીનું કામકાજ સંબંધો ઉપર રચાયેલું છે, જેથી આપલે કરવાની ગોઠવણુ થઇ શકે છે.

સારા અથવા બૂરા સંબંધોનો આધાર માણુસમાં રહેલી મંન શક્તિ, તથા ઇચ્છા શક્તિનું જોર અને દુનિયાનાં કામો કરવાની તાકાત ઉપર છે.

ઇચ્છા શક્તિનાં જોરે કામકાજ કરવાની, અને સંસારનો કારોબાર ચલાવવાની આરજુ માણુસનાં જીગરમાં પેદા થાયે છે. જીંદગીમાં ફતેહ અને સુખ મેળાવવાને તે એક બીજાં સાથે કામ કરવાની હરિફાઇમાં ઉતરે છે, જેથી સારા અથવા નરસા સંબંધોની જાળમાં આદમીનો જીવ વિંટલાયે છે. સારી મંન શકિત આદમીનાં જીવને બૂરા સંબંધોનાં ફાંસાંમાં ફસ્તો બચાવે છે. સહકાર મંન શકિતને પ્રબળ બનાવે છે.

સહકાર દોસ્તીની લાગણીને ખીળવે છે, અને દુશ્મનાઇ દૂર કરે છે, ભાઇબંધીનો નિયંમ સહકાર ઉપર રચાયેલો છે, જેથી માણુસ એક બીજાંને સહાયતા આપવાને સામર્થવાન થાયે છે. માટે સહકાર જીંદગીમાં અગત્યનો ભાગ ભજવે છે, જેની સાંમે વિરૂધતા લડત ચલાવે છે.

અજમાયેશથી અને અનુભવથી માણુસજાત સહકાર અને વિરૂધતાની કિંમત કરતાં શીખે છે. જીંદગીનાં લાભો અને ગેર લાભો શામાં સમાયેલા છે, તેની પિછાંણુ કરવાને તેને આવડે છે; જેથી તેનામાં ખરૂ ખોટું પારખવાની શકિત આવે છે, જેનાં રૂડાં પરિણાંમો સહકારમાં જોવામાં આવે છે.

---

# વ્યાખ્યાન ૧૭.

## પવિત્ર શબ્દો.

હિંન્દુ ધર્મનો પવિત્ર શબ્દ "ઓંમ" ગણાયે છે. આ શબ્દ ત્રણ ભાગમાં વહેંચાયેલો છે. આ શબ્દને "ॐ" આ રીતે લખવામાં આવે છે. કંઇ કામની શરૂઆત કરવાની આગલ એ શબ્દનું સ્મરંણ કરવામાં આવે છે. એમ જણાવામાં આવે છે કે એ શબ્દનું ચાલુ સ્મરંણ કર્યાથી માણસનાં જીવની શકિતઓ બહાર ખીલે છે.

આ શબ્દનો વિચાર કર્યા પહેલાં મંનને શાંન્ત કરવું જોઇયે, કોઇ સાથે વઢવાડ કરવો નહિ અથવા ગુસ્સાનાં આવેસમાં આ શબ્દ બોલવો નહિ. એકાગ્ર ચીતે, શાંન્ત મંન રાખીને આ શબ્દ બોલ્યા પછી, ભલા વિચારોનો પ્રવાહ દૂનિયામાં પાંહરતા હોઇયે, તેમ સારા વિચારો જગતનાં ભલાં માટે કરવા જોઇએ, જેથી સર્વેનાં ભલાંમાં આપાણું ભલું સમાયેલું છે.

બૂરા વિચારો મંનમાં રાખીને જો આ શબ્દ બોલ્યે તો મંનનાં બૂરા વિચારોને ઘણો ટેકો મળે છે, અને મજબૂટ થાયે છે. તેજ પ્રમાણે સારા વિચારો કરીને આ શબ્દનું સ્મરંણ કર્યે, તો તે વિચારો પ્રબળ થઇને માણસનાં ભલા વિચારોને તાકાત આપે છે.

પવિત્ર શબ્દોનું સ્મરંણ કર્યા આગલ તંન અને મંનને પાક કરવું જોઇયે, જગ્યા સાફ જોઇયે, અને અંતકરણમાં કોઇબી જણ તરફ બૂરી લાગણી ધરાવી નહિ જોઇયે.

નિયંમસર એક વખત અને એક જગ્યા રાખવી જોઇયે, અને રોજ ખંત રાખીને ચાલુ ભણતું એમ જણાવામાં આવ્યું છે.

જરથોસ્તી ધર્મનો પવિત્ર શબ્દ અહુરમઝદ છે, જે સર્વે પેદાયશનાં મૂળ તરીકે છે.

અહુરમઝદએ આ જગત બનાવી છે. અને તેના ધણી તરીકે આ જગતની રખેવાળી કરે છે. અહુરમઝદ સદા જાગૃત રહે છે. દરેક ચીજનું તેને જ્ઞાન છે, દરેક બાબદ સમજે છે. અહુરમજદથી કંઇ ચીજ અથવા બાબદ છૂપી નથી. પૃથ્વી, પાણી, વાયું આતશનો બનાવનાર છે. આસ્માંનનો ધણી, સૂર્ય, ચંદ્ર, સેતારાઓને પેદા કરનાર છે. મનુષ્યનાં જીવો અહુરમજદનાં પુત્રો તરીકે ઓળખાયે છે. અહુરમજદમાંથી પેદા પડયા છે, અને પ્રલ્ય કાળે પાછા અહુરમજીદમાં એક થશે.

અહુરમજદને આતશનાં એક મોટા ગોળાસમાંન ચિતાર્યો છે, જેમાંથી ન ગણી શકાયે તેવી ચીંગારીઓ બહાર પડે છે, જે પેદાયશની ફ્રવષીઓ અથવા આત્માં રૂપે લેવામાં આવે છે. આત્માં અથવા ફ્રવષી મારફતે અહુરમજદનો મેળાપ થાયે છે, જે કવચીતજ થાયે છે, અને કોઇજ મહાન, પવિત્ર પુરૂષ અહુરમજદનું સ્વરૂપ જાણી શકે છે.

ધર્મોનાં મોટા પેગંમબરો, અહુરમજદનું સ્વરૂપ ઓળખી શકે છે, વૃદ્ધિમાં આગલ વધેલાં, બીંનસ્વાર્થી પાક નર, નારીઓ ઓછા અથવા વધારે પ્રમાણુમાં અહુંરમજદનું ભાંન મેળવી શકે છે.

મહાન નરો અને પ્યગંમબરોનું ભાંન અહુરમજદ સાથે એક થયેલું હોયે છે. તેઓ અહુરમજદની પેદાયેશનો આગલ વધારો કરવાનાં કામમાં રોકાયેલા રહે છે.

અહુરમજદ જગતનાં રક્ષકતરીકે છે. તે પાળણુકર્તા છે. પેદાયશમાં તે ગતિ આપે છે, જેથી દરેક ચીજ જગતમાં ધીમે ધીમે આગળ વધે છે.

અગણીત વર્ષો સુધી વૃદ્ધીનો કાયદો ચાલુ રહે છે, પછી પ્રળય કાળ આવે છે, જે વેળા દરેક પેદાયશ તેના બનાવનારમાં પાછી એક થાયે છે, જેમ દિવશ પછી રાત આવે છે, તેમ જગતનુ કામકાજ અગણીત કાળ સુધી ચાલ્યા પછી, તેની ગતિ બંધ પડે છે, ત્યારે રાત પડે છે, એટલે આશાયેસ લેવાનો વખત આવે છે. એ રીતે લાંબો સમ્યે પ્રળય અથવા આશાયેસનો હોયે છે, અને તેટલોજ લાંબો કાળ કામ કરવાનો અને વૃદ્ધી આગલ વધારવાને માટે છે.

પછી કુદરતનાં નિયંમ પ્રમાણે ઉંઘ પછી પાછી જાગૃતી આવે છે, અને દરેક જીવો વૃદ્ધીનાં જે તબક્કા ઉપર પોંહચ્યા હોયે, ત્યાંથી ફરી એક વાર જગતમાં કામ કરવાનું શરૂ કરે છે, અને આગલ વધારો કરતા જાયે છે, જગતની રચનાં શરૂ થાયે છે, અને જીવોને વસ્વા લાયેકની તેને બનાવામાં આવે છે.

કામની શરૂઆત કરતી વેળા, આફ્તની વેળા અહુરમજદનું નામનું સ્મરંણ કરવામાં આવે છે. દાદાર અહુરમજદની મદદ હોજો એમ બોલવામાં આવે છે.

અહુરમજદનો વિચાર માણુસનાં મંનને શાંન્ત કરે છે, તેને સારા રસ્તા તરફ દોરવે છે. ભલાઇનો માર્ગ અહુરમજદનો ગણાયે છે.

બૂરાઇને દૂર કરનાર અહુરમજદ છે. ભલાઇ અને બૂરાઇની સાંમ સાંમી જગતમાં લડાઇ ચાલુ રહે છે.

અહુરમજદનું સ્મરંણ મનુષ્યને ભલું થતાં શીખવે છે, જેથી જગતમાંથી બૂરાઇ ઓછી થાયે છે.

એ રીતે દરેક ધર્મામાં પવિત્ર શબ્દો આવેલા છે, જેની યાદથી માણુસને ફાયદો થાયે છે.

---

# વ્યાખ્યાન ૧૮.

## ગતિ અથવા હીલચાલ કરવાની શકિત.

દૂનિયામાં જ્યારે કામકાજનો કારભાર ચાલુ થાયે છે, ત્યારે જગતની ગતિની વેગ પણ વધે છે, અને કુદરતની સર્વે પેદાયશમાં ધીમી હીલચાલ શરૂ થાયે છે. જેને ગતિ અથવા હીલચાલ કરવાની શકિત તરીકે ઓળખવામાં આવે છે.

આ હીલચાલ કરવાની શકિત માણસમાં વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. તેથી ઉતરતી ગતિ જાણાવરોનો ભાગ દેખાડે છે.

વનસ્પતીમાં આ ગતિ થોડા પ્રકારે બહાર આવે છે, અને ખનીજ પદાર્થમાં એટલી ધીમાં પ્રકારની ગતિ હોયે છે, જે દેખાઇ શકતી નથી.

ગતિ અથવા હીલચાલ કરવાની શક્તિને લીધે દરેક પેદાયશની વધ થાયે છે.

ગતિનો બીજો અર્થ ધ્વનીઓ અથવા ધ્રુજાણીઓ એમ પણ કરવામાં આવે છે. દરેક ચીજની ધ્વનીઓ હોયે છે. કુદરતની પેદાયશનાં ભિત્તરમાં આ ધ્વનીઓ કામ કરે છે.

દરેક પેદાયશ માટે એક સરખી ધ્વનીઓ હોતી નથી. એટલે ધ્વનીની રચનાં સંખ્યા ઉપર રચાયેલી છે. તેથી દરેક વસ્તુ અને પેદાયશની ધ્વનીની સંખ્યામાં ફેર પડે છે. કોઇ પેદાયશમાં મોટી સંખ્યા કામ કરે છે, તો બીજી વસ્તુમાં નાની સંખ્યા હોયે છે. એ પ્રમાણે વધતી અથવા ઓછી સંખ્યાની ધ્રુજાણીઓ અથવા ધ્વનીઓ કામે લાગે છે, જે ગતિ અથવા હીલચાલ કરવાની શકિનનાં પાયા સમાંન છે. એટલે જ્યાં ગતિ હોયે છે, ત્યાં ધ્વનીઓ જોડાયેલી છે.

કુદરતની પેદાયશને પિછાણનારા મહાન પુરૂષોએ આ ધ્વનીઓનુ જ્ઞાન સારા પ્રકારે મેળવેલું હોયે છે. જેથી તેઓ વસ્તુઓનાં ભિત્તરમાં શું ક્રિયા ચાલુ રહે છે, તે જાણી શકે છે.

આ જ્ઞાનની મદદથી આત્મજ્ઞાનીઓ એક ચીજને બીજી વસ્તુમાં ફેરવી શકે છે. કારણકે વસ્તુનો માત્ર બહારનોજ આકાર તેઓ જોઇ શકતા નથી, પણ વસ્તુની રચનાં કેમ અને કેવી રીતે થઇ છે, તે તેઓ પોતાની મંનની અને આત્માંની ખીલેલી શકિતઓનાં જોરે જાણી શકે છે.

આ જગતની પેદાયશ માટે મોડું અથવા વહેલું મરંણ સરજાયેલું છે. જેનો જન્મ આ જગતમાં થાયે છે, તે મરંણને આધીન છે.

જન્મ થયા પછી પેદાયશની વધ થાયે છે, ત્યારે ગતિનો વેગ વધારે પ્રમાણમાં હોયે છે, અને થોડા વખત ગયા પછી તેમાં સડો પેવશ થાયે છે, અને ધીમે ધીમે ગતિનો વેગ અથવા હીલચાલ કરવાની શકિત મંદ થતી જાયે છે. તેથી વસ્તુઓનાં આકારમાં અંદરથી કોહવાત લાગવાનો શરૂ થાયે છે.

પેદાયશની આકાર રચનાંનું સમાધાંનપણુ અને અણુઓનું એક એક સાથે હળીમળીને વસ્તુનાં આકારમાં રહેવાનું પ્રમાણ, જયારે ખોરવાઇ જાયે છે, ત્યારે તેમાં સડો પેવશ થાયે છે.

દરેક પેદાયશની રચનાંમાં તેને લગતાં અણુઓ સમાયેલાં છે, જેથી ચીજોનો આકાર, રૂપ, રંગ બને છે, જેને બહારનું દેખાતું શરિર તરીકે ઓળખવામાં આવે છે.

આ બહારનાં શરીરનાં રૂપમાં લખ્ખો અણુઓ કામ કરે છે, અને એમ કહેવામાં આવે છે કે દરેક આંઠ દિવસે શરીરનાં અણુઓમાં ફેરફાર થાયે છે.

કુદરતની પેદાયશમાં માણસ સમાયેલું છે, જેનું દેખાતું બહારનું શરિર નાશને પાત્ર છે. જગતનાં વાતાવરંણમાંથી ન ગણી શકાયે તેવાં

અણુઓ રહેલાં છે. પહેલાં ૩૫ વર્ષો સુધી અણુઓની ગતિનો વેગ માણસનાં શરીરમાં જોરથી વહે છે, પછી આસ્તે આસ્તે બુઢાપાનાં વખતે ધીમો પડે છે.

માણુસ અને જગતની પેદાયશ દંમ લેવાની અને દંમ બહાર કાઢવાની ક્રિયા મારફતે બહારનાં વાતાવરણમાંથી અણુઓને ખેંચે છે, અને પોતાનાંમાંથી પાછાં અણુઓને બહાર કાઢી વાતાવરણમાં ફેંકે છે.

એ રીતે દંમ મારફતે અણુઓને ખેંચવાની અથવા પોતાની અંદર લેવાની, અને અણુઓને બહાર કાઢવાની અથવા પોતાનાં શરિરમાંથી વાતાવરણમાં બહાર કાઢી નાંખવાની ક્રિયા જીવતી વેળા ચાલુ રહે છે. જે વેળા વસ્તુઓમાં ગતિ અથવા હીલચાલ કરવાની શક્તિ પણ ચાલું રહે છે.

શરિરમાં આ અણુઓ એકઠાં થઇને, અને એક બીજાં સાથે સંબંધ ધરાવીને વળગીને રહે છે. જ્યારે અણુઓનો એક બીજાં સાથનો સંબંધ તુટે છે, અને તેઓનાં સમાંગંમમાં હરકત આવે છે, ત્યારે શરિરની કામ કરવાની શક્તિ ઓછી થાયે છે, અને માંદગી આવે છે.

શરિરનાં દરેક ભાગનાં અણુઓ સમાંધાંનીમાં રહેવાં જોઇયે. દરેક અણુ પોતાનું કામ બજાવે છે, પણ બીજાં અણુઓ સાથે સંબંધ રાખીને કામ કરે છે, જેથી આખું શરિર અથવા બહારનું રૂપ, રંગ, આકાર જળવાઇ રહે છે.

જ્યારે શરિર રચનાંની બનાવટનાં અણુઓમાં અસમાધાંની દાખલ થાયે છે, અણુઓનું એક બીજાં સાથનું વળગણુ મોટા પ્રમાણમાં છૂટું પડે છે, ત્યારે શરિરનું મરંણુ થાયે છે.

તંનદુરસ્ત શરિર અથવા આકારમાં અણુઓનું સંમતોલપણુ જળવાયેલું હોયે છે, ચાલુ સંબંધ એક બીજાં સાથે રહેલો હોયે છે, અને વળગણનું જોડાંણુ તેઓમાં હોયે છે. વળગણુ અથવા જોડાંણનો કાયદો કુદરતમાં કામ કરે છે.

જ્યારે શરિરમાં કામકરતાં અણુઓનું વળગણ અથવા જોડાણ તુટે છે, ત્યારે અણબનાવ થાયે છે. તેમાં જુદાઇનું તત્વ દાખલ થાયે છે, જેથી અણુઓની વળગણમાં ભંગાણ પડે છે, અને વસ્તુઓનું શરિર અથવા આકાર મરંણને તાબે થાયે છે. શરિરનાં અણુઓમાં બંડ જાગે છે, તેઓ પોતાનું કામ નિયમીત રીતે કરતાં નથી, અને વળગણની ઐકયતા છોડી, જુદાઇનું ભંગાંણ લાવે છે, જેથી શરિરનાં ભાગોની કામ કરવાની શકિત ઘટે છે, અને છેલ્લે હીલચાલ કરવાની શકિત બંધ પડે છે, અને બહારનાં આકારનું અથવા શરિરનું મરંણ થાયે છે.

---

# વ્યાખ્યાન ૧૯.

## કુદરતની પેદાયશ.

ફિલસુફીમાં એમ જણાવામાં આવે છે કે કુદરતની દરેક પેદાયશનાં મૂળ તરીકે એક અણદીઠ શકિત રહેલી છે, જેમાંથી દરેક પેદાયશ જન્મ પાંમે છે, અને ચોકકશ વખત પછી પાછી તેજ મૂળમાં મળી જાયે છે.

કુદરતની દરેક ચીજનાં કારણ તરીકે આ અણદીઠ શકિત છે, જે જોઇ શકાતી નથી, ઓળખી શકાતી નથી, જેને સ્પર્શ થતો નથી; એવી અજબ પ્રકરાની શકિતનો પ્રવાહ કુદરતનાં ભિત્તરમાં વહે છે. જેથી જીવંન શકિત કુદરતની પેદાયશમાં ચાલુ રહે છે. જીવનાં મૂળ તરીકે, જીંદગી બક્ષનાર તરીકે, સાધારણ રીતે જોઇ નહિ શકાયે, રંગ, રૂપ વગરની આ શકિત જગત મંડળનાં અને કુદરતની પેદાયશનાં ભિત્તરનાં પાયા તરીકે અણદીઠ રીતે રહે છે.

જ્યાં પણ જગત મંડળમાં કુદરતની પેદાયશનો પદાર્થ ફેલાયલો છે, ત્યાં તેની ચૈતન્ય શકિત તેની સાથે જોડાયેલી છે. જેથી પદાર્થમાં ગતિ પેદા થાયે છે, હીલચાલ કરવાની શક્તિ આવે છે.

આ શકિત પદાર્થનો જીવ અથવા દંમ છે, જેથી ક્રીયા કરવાનું અને કામ કરવાનું કૌવત આવે છે. આખી કુદરત ધીમાં પ્રકારે દંમ લે છે.

આખી જગતનો પદાર્થ ધીમાં પ્રકારે દંમ લેયે છે. કોઇ પદાર્થનો શ્વાસ અથવા દંમ લેવાની ક્રિયા જાણી શકાયે તેવી હોયે છે.

મનુષ્યમાં દંમ લેવાની ક્રિયા જાણી શકાયે તેવી છે, જાણાવરોનાં ભાગની શ્વાસ અથવા દંમ લેવાની ક્રિયા પારખી શકાયે તેવી છે.

વનસ્પતી વર્ગમાં ધીમાં પ્રકારે દંમ લેવાની ક્રિયા ચાલુ હોયે છે, જેથી વનસ્પતી વર્ગમાં જીવ ચાલુ રહે છે. જ્યારે ઝાડપાંનમાંથી શ્વાસ લેવાનું અથવા દંમ જતો રહે છે, ત્યારે મરંણ થાયે છે, અને ઝાડપાંન કરમાઇ જાયે છે, તે કાજે વનસ્પતી વર્ગને હવા, ઉજાસની જરૂર પડે છે.

ખનીજ પદાર્થમાં પણ બહારની આંખે જોઇ નહિ શકાયે, તેવી ઘણાં ધીમાં પ્રકારની દંમ લેવાની ક્રિયા જમાંનાંઓ સુધી ચાલુ રહે છે. જેથી ખનીજ પદાર્થમાં આગળ વધારો થાયે છે, તેમાં સડો પેવસ થતો નથી.

વનસ્પતી વર્ગ અને ખનીજ પદાર્થનાં વર્ગોની શ્વાસ લેવાની ક્રિયા બહારથી જણાઇ શકતી નથી. જાણવરી વર્ગ અને માણસ જાતનાં ભાગની શ્વાસ લેવાની ક્રિયા જાણી શકાયે છે.

જ્યારે કુદરતનાં સર્વે પદાર્થની જીવંન શકિત અથવા તેની ગતિ ચોક્કસ વખત પછી ઓછી થાયે છે, ત્યારે તે પદાર્થની રજકણો છૂટી પડી જાયે છે. તેઓમાંનુ એક બીજાં સાથનુ વળગણ નીકળી જાયે છે, અને તે પદાર્થનું અને તેના બહારનાં દેખઇતા શરિરનું મરંણ થાયે છે.

આ સર્વે છૂટાં પડેલાં રજકણો અથવા અનુઓ વાતાવરણમાં મળી જાયે છે, અને છેલ્લે જેમાંથી જન્મ લીધો હતો, તેના ભિત્તરમાં જઇને વસ્વાત કરે છે, એટલે સઘળી પેદાયશનું જે મૂળ છે, તેમાં મળી જાયે છે.

આ ક્રિયા માત્ર હજારો અથવા લખ્ખો વર્ષોની હોતી નથી, પણ અગણીત વર્ષો જેને યુગો, જમાંનાઓ તરીકે કહેવામાં આવે છે, તેવા બેહદ, અગણીત કાળ સુધી શરૂઆતથી તે તેનો અંત આવે ત્યાં સુધી ચાલુ રહે છે.

જ્યારે કુદરતની પેદાયશમાં ક્રિયા ચાલુ રહે છે, અને તેમાં જીવંન શકિત કામ કરે છે, ત્યારે તેની દંમ લેવાની શકિત ચાલુ રહે છે, તે વખતને **મંનવંન્ત્ર** તરીકે ઓળખવામાં આવે છે.

પેદાયશમાં આ નિયમીત ચાલુ રહેલી ક્રિયા લાંબા કાળ સુધી ચાલે છે. એક મંનવંન્ત્ર પણ નહિ ગણી શકાયે તેટલા વર્ષોનો અથવા જમાનાંઓનો બનેલો છે.

કુદરતની પેદાયશનાં પદાર્થમાં રહેલી ગતિ અથવા જીવંન શકિતનો જ્યારે અંત આવે છે, ત્યારે તે વખતને **પ્રલય** તરીકે કહેવામાં આવે છે.

કુદરતમાં જીવ સાથે તેને લગતો પદાર્થ જોડાયેલો છે. જ્યાં જીવંન શકિત વહે છે, ત્યાં પદાર્થ વ્યાપીને રહેલો છે.

પદાર્થ વગર જીવ કામ કરી શકતો નથી, માટે બંનેનું બંધન જોડાયેલું છે.

જેમ માણસનો જીવ મનુષ્ય દહે વગર આ દૂનિયામાં કામ કરી શકતો નથી, તેથી પદાર્થ અથવા શરિર વગર જીવ જગતમાં કામ કરી શકતો નથી.

આ પૃથ્વી ઉપર ફરવાને માટે, અને કામ કરવાને વાસ્તે મનુષ્ય જીવને આ બહારનાં શરિરની જરૂર પડે છે. જેમાં પાંચ ઇંદ્રીઓ સમાયલી છે, અને તેમાં વસ્તો જીવ ઇંદ્રીઓ મારફતે આ દુનિયાની વસ્તુઓનું જ્ઞાન મેળવે છે, જેથી જીવનાં ભાંનમાં વધારો થાયે છે, અને વૃદ્ધિનાં પગથ્યાં અથવા તબક્કાઓ ઉપર જમાંનાઓ સુધી કામ કર્યાથી તે જીવ આગળ વધે છે, અને અનુભવ મેળવે છે.

ખનીજ પદાર્થમાં જીવંણુ શકિત કામ કરતી થયા પહેલાં, ત્રણ જાતનાં શુષ્મ તત્વોમાં પહેલાં રહે છે. જેને Elemental Essence અથવા મૂળ તત્વ સંબંધી પદાર્થ ગણવામાં આવે છે. આ એટલો બારીક અથવા શુષ્મ છે, જે આપણી આંખે દેખી શકાતો નથી.

મનુષ્ય જીવ આ પૃથ્વી ઉપર દરેક જાતનો અનુભવ લેવાને અને શીખવાને માટે જન્મ અને મરંણનાં ચકરાવામાં પડે છે. માત્ર એક જીંદગીમાં જીવને બધો અનુભવ અને જ્ઞાન મળી શકતું નથી, તેથી વારંવાર આ સૃષ્ટીમાં અવતરવું પડે છે, અને તરેહવાર જાતનાં દુઃખનાં તથા સુખનાં અનુભવોમાંથી પસાર થવું પડે છે.

જીંદગીનાં સુખ દુઃખનો આધાર જીવતી વેળા માણસે કીધેલાં કામો, તેની ઇચ્છાઓ, જુસ્સાઓ અને તેના વિચારોનાં પ્રવાહ ઉપર આધાર રાખે છે. એક જાતનાં કુદરતનાં રાહબરો અને પૃથ્વીનાં રક્ષાકો આ ગોળા ઉપરની પેદાયશની સર્વે નોંધ રાખે છે. આ નોંધ રાખવાનું કામ "**લીપીકાઓ**" નામનાં ફરેસ્તાઓ કરે છે, જેને કુદરતનાં આંકણી કરનાર, કિંમત ઠેડવનાર, નફા, ખોટનો હીસાબ રાખનારા તરીકે ચિતારવામાં આવે છે. જે દરેક જીવ આ ધરતી ઉપર જન્મે છે, તેના જન્મથી તે તેનું મરંણ થાયે, ત્યાં સુધીની તેની જીંદગીની નોંધ અને તેના જુદા સંબંધો કુદરતમાં નોંધાઇ રહે છે. આ નોંધો દરેક જીવનાં કર્મ પ્રમાણે ગમે તે પ્રકારની અને જાત જાતની

હોયે છે, તેથી એમ કહેવામાં આવે છે કે કુદરતમાં ઇનસાફ સમાયેલો છે, અને દરેક જણની જીંદગીનું સુખ દુઃખ ઇનશાફની રાહે ગોઠવાયેલું તેને મળે છે.

દરેક જણને તેની ખુબી, અને ખાંમીઓનાં પ્રમાણ પ્રમાણે, આ સૃષ્ટીમાં વસ્તુઓનું સુખ, દહેનુ સુખ, મંનની પ્રબળતા, લાગણીઓ, અને જુસ્સાઓનું બળ ગોઠવાયે છે, જેથી એમ કહે છે કે કોઇબી જીવ કર્મનાં ફળ ભોગવવામાંથી છટકી જઇ શકતો નથી. પછી તે જીવ ઉંચા પ્રકારની જીંદગી ગુજારતો હોયે અથવા હલકી જાતની જીંદગીમાં દહાડા પસાર કરતો હોયે, પણ સઘળાંને કર્મ વળગેલું રહે છે.

પૃથ્વીમાં વસ્તા મુખ્ય કરીને મનુષ્ય જીવને તરેહવાર જાતની ફરજો બજાવવાની હોયે છે. જીવતી વેળા એક બીજાંને આપલે કરવાનું બંધન નિયમીત ચાલુ રહે છે. જીંદગીમાં અનેક સંબંધો જોડાયે છે, અને પાછા તુટે છે.

જેમ એક માણુસને પૈસાની તંગીને લીધે કરજ કરવું પડે છે, અને જીંદગી દરમ્યાંન જો તે પાછુ ભરપાઇ કરી આપે નહિ, ત્યાં સુધી તેના જીવ ઉપર તે કરજ એક બોજા સમાંન હોયે છે. તેમ આદમીનાં જુદાં જુદાં અનેક બંધનો તેના જીવ ઉપર ભાર સમાંન લટકતાં હોયે છે, જેમાંથી છૂટું થવાને કાજે માણુસને કોષેશ કરવી પડે છે, જે જીવતી વેળાજ થાયે છે. કરજ જેમ એક બોજા સમાંન છે, તેમ જીવતી વેળા કીધેલી કરણીનાં ફળો એક બોજા સમાંન જીવ સાથે જોડાયેલાં રહે છે. પછી તે કરણી ગમે તે જાતની હોયે, ભલી અથવા બૂરી કરણી કરવાનો આધાર એક બીજાંનો સમાંગંમ, ચાલચળંન, જીંદગી ગુજારવાની રીતો ,સ્વભાવ અને ખાસ્યેત ઉપર આધાર રાખે છે. કુદરતની પેદાયશમાં મનુષ્યનો દરજ્જો સૌથી ચઢતો ગણાયે છે, કારણકે માણુસમાં ઇચ્છા શકિત અને વિચાર કરવાની શકિત કામ કરે છે. તેટલા માટે આદમી શું સારૂં છે, અને શું નઠારૂં છે, તે સમજી શકે છે, સારાં નરસાંનું તોલ કરી શકે છે, અને પોતાને ગમે તેવા જીંદગીનાં

માર્ગ ઉપર ઇચ્છા શક્તિનાં બળથી ચાલી શકે છે. કુદરતનાં જાણુવરી ભાગમાં વિચાર કરવાની શક્તિ એટલા પ્રમાણમાં ખીળેલી હોતી નથી, પાળી શકાયે તેવાં જાણુવરોમાં મંનનો સહેજ ભાસ કામ કરે છે, જેથી તેઓ પાળી શકાયે તેવાં અને મનુષ્યનાં સમાંગંમમાં આવી શકે તેવાં છે; જેવાં કે ઘોડાઓ, કુતરાંઓ, બીલાડીઓ, વાંદરાઓ, હાથીઓ, કબુતરો, પોપતો, ગાયે, ભેંસ, બકરાં એવી જાતનાં હોયે છે. માણુસ જ્યારે મહેનત લેઇને એવી જાતનાં જણાવરોને કોઇ જાતનાં ચાળાઓ કરવાને, કસરતો કરવાને, કંઇ હીકમત કરવાને શીખાડે છે, ત્યારે તેઓ લાંબે વખતે શીખી શકે છે, અને તદબીરથી કામ કરે છે, જે દેખાડે છે કે પાળી શકાયે તેવાં જાણુવરોમાં સહેજ શરૂઆતની મંન શક્તિ કામ કરે છે. વિક્રાળ જાણુવરો કરતાં પાળી શકાયે તેવાં જાણુવરો તેઓનાં વર્ગનાં પ્રમાણુ પ્રમાણે વૃદ્ધિનાં ઉંચા તબક્કા ઉપર આવેલાં છે.

જાણુવરી વર્ગનાં જીવને પણ ઘણી જાતનાં જાણુવરોનાં ભાગમાંથી પસાર થવાનું છે, તેઓ પણ વારંવાર જન્મ અને મરંણનાં કાયદાને આધીંન છે, અને આ પૃથ્વી ઉપર જુદી જુદી જાતનાં જાણુવરો તરીકે જીવીને મરંણ પાંમે છે.

જાણુવરી ભાગમાં નાના કીડાઓમાંથી આગળ વધી, પેટે ચાલનારાં પ્રાંણીઓ તરીકે જીવ તેઓનાં રૂપમાં દેખાવ આપે છે. પછી નાનાં પ્રાંણીઓ, પક્ષીઓ અને વિક્રાળ જાણુવરોનાં ભાગમાંથી પસાર થઇને છેલ્લે માણુસ-જાતનાં સંબંધને લાયેકનાં થાયે છે, એ રીતે જાણુવરી વર્ગ પણ મોટો છે, અને તેમાં તરેહવાર જાતો તથા ભાગો સમાયેલા છે. જણાવરનાં વર્ગમાં જાતિ છૂટી પડેલી દેખાયે છે. જેમ માણુસમાં મરદ, અને ઓરત છે, તેમ જાણુવરોનો ભાગમાં પણ આવે છે, ત્યારે તેઓની વૃદ્ધિ આગળ વધે છે. તેઓ માટે માણુસજાતની કાળજી અને માયા ખપમાં આવે છે, તેથી જણાવામાં

આવ્યું છે કે પાળી શકાયે તેવાં ઢોરો તરફ ઘાટકીપણુ ગુજારવું નહિ, પણ તેઓની સંભાળ લેઇને ઉછેરવાં જોઇયે. એ રીતે જાણવરી વર્ગોનાં જીવો પણ જમાંનાં સુધી તેઓનાં ભાગોમાં જીવીને વૃદ્ધિ કરે છે, અને તેમાં યુગો વહી જાયે છે.

કુદરત ઝડપથી કુદકા મારીને કામ કરતી નથી, પણ બહુ ધીમાં પ્રકારે આસ્તે આસ્તે પેદાયશને આગલ વધારે છે. સઘળી પેદાયશમાં વૃદ્ધિનો કાયદો કામ કરે છે.

ખનીજ પદાર્થમા પણ વૃદ્ધિનો નિયંમ કામ કરે છે, પણ તે બહુ ધીમાં પ્રકારે ચાલે છે.

હાલની વિધ્યા જણાવે છે કે જો ખનીજ પદાર્થમાં વૃદ્ધિનો કાયદો કામ કરતો ન હોયે, તો તે પદાર્થમાં લાંબે વખતે સડો લાગે છે, તે લાગી શકે નહિ. ખનીજ પદાર્થમાં પણ વધ ઘટ થતી રહે છે. તેમાં જમાંનાંઓ અને યુગો પસાર થાયે છે. સાધારણ રીતે આપણી આંખે ખનીજ પદાર્થમાં થતી હીલચાલ જાણી શકાતી નથી.

ખનીજ પદાર્થમાં પણ ઘણા ભાગો અને જાતો હોયે છે. ઉંચા પ્રકારનો ખનીજ પદાર્થ બહુ મોંઘો અને માણસનાં ઉપ્યોગમાં આવે છે, જેવા કે હીરા, માણેક, લીલાં પાનાં, દવા બનાવી શકાયે તેવી વસ્તુઓ, લોઢું, કોલશો, સોનું, રૂપુ, ધાતુઓ વગેરે છે.

કુદરતની પેદાયશનો જોઇ અને જાણી શકાયે તેવો પહેલો ભાગ ખનીજ પદાર્થનો છે, જે પણ બાકી છે, અને નાશ પાંમી શકે તેવી હાલતનો હોયે છે. એ પદાર્થની વધ અને નાંશ બહુ લાંબે કાળે અને ધીમાં વેગે ચાલે છે, અને ખનીજ પદાર્થમાં ગતિ ચાલુ થયેલી હોવાને લીધે જીવ તેમાં કામ કરી શકે છે. ધ્વણીનો કાયદો એ પદાર્થમાં શરૂઆતથી

કામ કરે છે, અને પદાર્થનાં અણુઓ અથવા રજકણોમાં જીવંન શકિત કામ કરતી થાયે છે, જે અણદીઠ રીતે પદાર્થમાં ગતિ આપે છે, જેથી પદાર્થ જીવી શકે છે, અને ધીમેથી તેમાં વધારો થતો જાયે છે. ગતિ ચાલુ થાયે એટલે તેમાં ચોક્કસ સંખ્યાની ધ્વનીઓ પેદા થાયે છે. જ્યાં ગતિ છે, ત્યાં ધ્વનીઓનું જોડાંણ સાથે છે.

જ્યારે જાણવરી વર્ગોનાં જીવોની વૃદ્ધિ કરવાનું કુદરતનું કામ પુરૂં થાયે છે, ત્યારે તે જીવો માણસનું રૂપ ધારંણ કરવાને શકિતવાન થાયે છે. સર્વેથી પહેલાં જંગલી મનુષ્યો તરીકે, બહુ ભારી શરિરો ધરાવતા જીવો તરીકે દુનિયાનાં ભાગોમાં વસે છે, જેઓ પહેલે એકાંત જગ્યાઓમાં ભટકતી જીંદગી ગુજારે છે. મરદ તથા ઓરતનાં ભાગો જુદા પડેલા હોયે છે, જો કે એકજ જીવંન શકિત આ બેઉ રૂપમાં કામ કરે છે. દંમ લેવાની ક્રિયા જણાઇ શકે તેવી હાલતમાં આવી હોયે છે, અને પ્રેરણા બુદ્ધિ અથવા પશુ બુદ્ધિથી શરૂઆતમાં જીંદગીનો નિર્વાહ કરવાનો શરૂ કરે છે.

તેઓ નાનાં પ્રાંણીઓનો શેકાર કરીને, અહિંતહીં રઝળીને, ફળ, ફુળો ખાઇને પહેલે જીંદગીનો અનુભવ લેયે છે.

કુદરતની સ્વચ્છ જગ્યાઓમાં રહેવાથી, ભેળસેળ વગરનો ચોખ્ખો ખોરાક જમ્યાથી, અને ચિંતા વગરની જીંદગી હોવાથી, આ જંગલી માણસો તંન્દુરસ્ત હાલતમાં રહે છે.

તેઓ સામટાં થઇને જંગલની, અને ટેકડીઓની જગ્યાઓમાં એકાંતમાં રહેવાનું પસંદ કરે છે, કે જ્યાં બીજાં માણસોનો વસવાટ હોતો નથી. તેઓ કુદરતનાં ઝરા, અને નદીઓમાંથી પાંણી મેળવે છે, અને જ્યાં નજદીકમાં પાંણી હોયે છે, ત્યાં રહેવાનું મઠક કરે છે.

તેઓનાં શરિરો એટલાં મજબૂત અને નાજુકાઇ વગરનાં કઠોર તથા બેડોલ હોયે છે, જેથી રૂતુની અસર તેઓનાં શરિરો ઉપર જલદી થતી નથી, અને ઠંડી ગરમીની અસર સુધરેલા માણસ કરતાં વધુ પ્રમાણમાં ખમી શકે છે.

પ્રેરણાં બુદ્ધિથી તેઓ ટેકડીઓનાં પેટાંમાં ખાડાઓ ખોડીને, ઝાડો ઉપર મોટા માળાઓ જેવાં ઘરો બનાવીને શરૂઆતમાં રહે છે. પછી પાદડાં, લાકડાં એકઠાં કરીને બળતણ કરવાનું શીખે છે, અને મોટાં પાદડાંઓ લેઇને શરિરની આસપાસ વિંટાલે છે, પહેલે તેઓ એક બીજાં સાથે વાત કરવાનુ અવાજો કાઢીને કરે છે, પછી બોલવાની ભાષા શીખે છે.

પથ્થરો ઘસીને નજીવા પ્રકારનાં હથિયારો બનાવે છે. ખોરાકમાં કાચી જણસો ખાયે છે. વરસાદ, ગર્જનાં, વિજળીનાં ચમકાત એ સર્વેની અસર તેઓ ઉપર થાયે છે, તેથી તેઓ કુદરતને નિહાળવાનું અને તપાસ રાખવાનું કામ જલદી શીખે છે. એ રીતે અવલોકન કરવાની શક્તિ તેઓમાં વધુ પ્રમાણમાં ખીલે છે. જંગલમાં રહેતાં, તેઓ ફળફલાદીનાં ગુણો જાણવાનું, જણાવરોની ટેવોનું એ સર્વે બાબદોનું ભાંન તેઓમાં આવે છે. ગર્જનાં, ભારે વરસાદ, વિજળી તેઓનાં દિલમાં ડર પેદા કરે છે, જેથી સલામતી માટે તેઓ પહેલે કુદરતની આ શકિતઓની પ્રાંહણાં કરે છે. શરૂઆતની લાગણીઓ ધીમાં પ્રકારે તેઓમાં ખીલેલી હોયે છે, જેથી ભુખ, તરસની લાગણી પિછાંણી શકે છે, અને ભુખ લાગે ત્યારે આજુબાજુથી જેબી મળે છે, તેનો ભક્ષ કરી જાયે છે. કોઇ વેળા ખોરાક નહિ મળે તો પોતાનાં નાનાં બચ્ચાંઓને પણ મારીને ખાઇ જાયે છે.

કુદરતને જોતાં અને આજુબાજુની પેદાયશને ઓળખતાં, તેઓમાં થોડી મંન શકિત અને લાગણીઓ ખીલે છે.

એ રીતે કુદરત તરફ ભકિત ભાવનો ખ્યાલ તેઓમાં ઉત્પંન થાયે છે, અને જ્યારે તેઓ ઉપર કંઇ આફત આવી પડે છે, ત્યારે તેઓ કુદરતની કોઇ મહાન શકિતનો વિચાર કરે છે, અને તેની મદદ માંગે છે.

આ જંગલી માણસો જ્યારે કોઇ સુધરેલાં માણસોનાં સમાંગંમમાં આવે છે, ત્યારે પહેલે તેને જોઇને ડરે છે, પછી ધીમે ધીમે તેનો સંબંધ જોડે છે. સુધરેલાં માણસ પાસેથી તેઓને શીખવાનું મળે છે. ઝુપડાંઓ બાંધવાનું, લાકડાં કાપવાનું, પાણી લાવવાનું, ધાન્ય ઉગાડવાનું, કપડાં બનાવાનું અને કપડાં પહેડવાનું એવું કામ પહેલે શીખે છે, જેથી તેઓને ફાયદો થાયે છે. સુધરેલા માણસોનો સમાંગંમ તેઓને માટે લાભકાર્ક હોયે છે.

જંગલી માણસો પોતાની જગ્યાઓનાં ભાગોને ઓળખે છે. જ્યારે કોઇ માણસોને સારી જગ્યાઓ મળેલી હોયે છે, ત્યાં ખોરાક, પાંણીની સગવડ હોયે છે, ત્યારે બીજાં જંગલી માણસો જેઓને ખોરાક, પાંણીની ઘણી સગવડ હોતી નથી. અને જેઓ બીજે ઠેકાંણે વસ્તા હોયે છે, તેઓ ત્યાં ચઢાઇ લાવે છે, અને એક બીજાં સાથે મારામારી કરીને સારી જગ્યાઓ પોતાને હાથ કરે છે. જો ટોળકીઓ નબળી હોયે છે, તો તેઓને ત્યાંથી હાંકી કાઢે છે, અને જોરાવર ટોળકીઓ સારી જગ્યાઓનો કબજો લેયે છે. એ રીતે શરૂઆતથી જગ્યાને માટે, પાંણીને વાસ્તે, ખોરાક સારૂ માણસ લડાઇ કરે છે, અને જોરાવર માણસો નબળાંઓ ઉપર જીત મેળવે છે.

ફિલસુફીમાં એમ જણાવામાં આવ્યું છે કે માણસનું આ બહારનું દેખાતું શરિર તૈયાર થતાં જમાંનાઓ પસાર થયા છે.

પહેલે ચંદ્રમાંનાં સેતારામાં કુદરતની પેદાયશની વસ્તી હતી. યુગોનો અને જમાંનાંઓનો લાંબો અગણીત વખત પસાર થયા પછી, ચંદ્રમાં અથવા ચાંદનાં સેતારાની દૂનિયા વસ્વાત કરવા લાયેકની રહી નહિ, જેથી ધીમે

ધીમે આ સેતારાનાં ગોળાનુ મરંણ થતું ગયું, અને ત્યાંની પેદાયશની જીવંન શકિત કોઇ બીજા સેતારાનાં ગોળા ઉપર કામ કરવાને માટે અને વૃદ્ધિ આગલ વધારવાને કાજે, ત્યાં જન્મ લેયે છે, અને તે નવા ગોળા ઉપર પેદાયશની ઉત્પંન્તી થાયે છે.

આ બીજો ગોળો આપણી પૃથ્વીનો છે, જેની હાલત કુદરતની પેદાયશ જીવી શકે તેવી હોવાને લીધે, ચંદ્રમાં ઉપરથી જીવંણ શકિતએ આ ગોળા ઉપર આવીને કુદરતની પેદાયશનું અને વૃદ્ધિનું કામ કરવાનું શરૂ કર્યું. એ કારણને લીધે આપણી સૃષ્ટી સાથે ચંદ્રમાંનો સંબંધ અને જોડાંણ ચાલુ છે.

એમ કહેવામાં આવે છે કે મનુષ્ય જાતને સારૂ લાગણીઓ, જુસ્સાઓ અને ઇચ્છાઓનું ભાંન આપવાને માટે એક અણદીઠ, શુક્ષ્મ પદાર્થનું બનેલું શરિર, આ દેખઇતાં બહારનાં શરિરમાં વ્યાપીને રહેલું છે. જેને **ઇચ્છાનું શરિર** કહેવામાં આવે છે.

મનુષ્ય જીવને લાગણીઓનું, જુસ્સાઓનું અને ઇચ્છાઓનું જ્ઞાન તથા ભાંન આ શરિર મારફતે મળે છે, તેથી ઇચ્છાનું શરિર તરીકે તેને નામ આપવામાં આવ્યું છે, અને સાધારણ રીતે મનુષ્યની આ બહારની દેખાતી આંખો માટે તે શરિર અદ્રષ્ય હોયે છે. માત્ર તે શરિર મારફતે થતી અસરોનું ભાંન જીવતી વેળા માણસ મેળવી શકે છે.

ચંદ્રમાંનાં સેતારા ઉપરનાં આગલ વધેલા જીવોએ, માણસને આ ઇચ્છાનાં શરિરની બક્ષેસ કરી છે, પછી તે ઉપર કુદરત આ બહારનાં ખાકી શરિરનો પદાર્થ ગોઠવે છે, અને બહારનાં દેખાતાં શરિરની રચનાં થાયે છે.

ચંદ્રમાંનાં ગોળા ઉપરનાં આગળ વધેલા જીવોની આ શરિરની બક્ષેસ માણસ જાતને ઉપ્યોગિ છે.

માણસમાં મંન શકિત અને હોશિયારી ખીળવવાનો પદાર્થ, જગત મંડળની બીજી સૃષ્ટી ઉપરનાં આગળ વધેલા જીવોએ આપ્યો છે. જેઓને

માણુસ પુત્રો તરીકે ઓળખવામાં આવે છે. તેઓએ માણુસ જાતમાં મંન શક્તિનું તત્વ આપ્યું છે, જેથી માણુસ વિચાર કરીને આગળ વધી શકે છે.

વિચાર શકિતથી જણાવર અને માણુસની હાલતમાં ફેર પડે છે, પશુંઓમાં વિચાર શકિત ખીજેલી નહિ હોવાને લીધે આદમી માફક તેઓ વિચાર કરીને કામ કરી શકતાં નથી.

મંન શકિતને લીધે આદમીમાં હોશિયારી ખીળે છે, અને આજુ-બાજુની દૂનિયાની વસ્તુઓનું જ્ઞાન મેળવી શકે છે.

વિચાર શકિત અથવા મંનની મારફતે તરેહવાર જાતનાં વિધ્યા, હુન્નરો માણુસ ગ્રહણ કરી શકે છે, જગત મંડળનાં બીજા ગોળા ઉપરનાં વૃદ્ધિમાં આગળ વધેલા જીવોએ, મનુષ્યને મંન શકિતને લગતો પદાર્થ પોતાનાંમાંથી આપ્યાથી, મંનને લગતું અદ્રષ્ય શરિર મનુષ્ય જાતને મળ્યું છે, જે માણુસનાં ખાકી શરિરમાં રહેલાં ભેંજા મારફતે આ દૂનિયામાં કામ કરી શકે છે.

જીવતી વેળા ભલાઇ અને પવિત્રાઇનાં મિનોઇ માર્ગમાં આગળ વધેલા માણુસોજ **ઇચ્છાનાં શરિરને** અને મંનને લગતાં શરિરને પિછાંણી શકે છે. ફિલસુફીમાં મંન શકિતને લગતાં શરિરને **માણુસીક શરિર** તરીકે ઓળખવામાં આવે છે, જેની બનાવતમાં બહુ બારીક જાતનો, શુષ્મ પદાર્થ લેવામાં આવ્યો હોયે છે, જે ઇચ્છાનાં શરિર કરતાં વધારે ચઢતા પ્રકારનો હોયે છે.

જેમ માણુસ જાતમાં હોશિયારી, અક્કલ, ડહાપણ ખીલતું જાયે છે, તેમ માણુસીક શરિરનો પદાર્થ વધારે ચઢતા પ્રકારનો બને છે, અને માણુસનું મંન વધારે સ્વચ્છ હાલતનું થતું જાયે છે. આ ક્રિયા પણ માત્ર થોડા વર્ષોની હોતી નથી, પણ મનની સ્વચ્છ હાલત મેળવવાનાં કામમાં જમાંનાઓ પસાર થાયે છે, કારણકે આખી માણુસ જાતને આગળ વધવાનું

છે. પણ માણુસ જાતમાંથી કોઇ જીવો એ બાબદમાં વધારે મહેનત લેયે તે માટે ચાલુ કોષેશ કરે છે, પવિત્રાઇનો માર્ગ અખત્યાર કરે અને દૂનિયાંનાં લોભ, લાલચોથી દૂર રહે છે. તેઓ બૂરાઇ તજીને ભ અખત્યાર કરે છે, અને ગમે તેવી વિપતીઓ અને આફતો આવવાં પવિત્રાઇનો ભલો માર્ગ છોડતા નથી. જેમ એક છોકરો નાનપંણથી મહે કરીને શીખે છે, અને મોટો થતાં પરિક્ષાઓ પસાર કરે છે, તેમ માણસો મિનોઇ માર્ગની પરિક્ષાઓ પસાર કરીને આગળ વધે છે. થોડા જણો મિનોઇ માર્ગમાં આગળ વધે છે, ત્યારે તેઓ કુદરતનાં ભિ ઓળખી શકે છે, દરેક ગુહ્ય બાબદોનું તેઓને ભાન થાયે છે, અને લગતું જ્ઞાન મેળવી શકે છે. કુદરતનાં ધણી સાથે સાધારણ માણુસ ક વધારે પ્રમાણમાં તેઓ ઐક્યતા મેળવે છે, જેથી તેઓના મંન શક્તિ અને ઇચ્છાનાં શરિરોમાં સારા પ્રકારનો ફેરફાર થાયે છે, અને તેઓની ગ હાલત દૂર થઇને આ શરિરો સ્વચ્છ હાલતમાં આવે છે. એ રીતે તપા માણુસ જાતનું મૂળ એક અજબ પ્રકારની નહિ જાણી શકાયે અથવા નહિ શકાયે તેવી કુદરતની શકિતમાં રહેલું છે.

આ અચંબો પમાંડે તેવી કુદતની અણુદીઠ શકિત સર્વે સ્થળે ર આખા જગત મંડળમાં પંથરાઇ ગયેલી હોયે છે. આ શકિતની અદ્રષ્ય વગર પદાર્થમાં ગતિ આવી શકતી નથી, તેથી આખા જગત મંડળ પદાર્થની રજકણો અને અનુઓનાં ભિત્તરમાં આ અદ્રષ્ય શકિત કામ કરી છે. જે ક્રિયા લાંબા યુગો સુધી ચાલુ રહે છે, અને પ્રળયકાળે ખતંમ છે, ત્યારે તે પૃથ્વીનાં ગોળાનું ધીમે ધીમે મરંણ નીપજે છે, એટલે ગોળો આશાયેસ લેયે છે. કામ પછી આશાયેસ લેવી એ કુદરતનો નિયંમ જે આખા જગત મંડળને લાગુ પડે છે. પૃથ્વીનાં ગોળાઓ ઉપર પછી નીસ્તી આવે છે, એટલે ગોળાઓ જન્મ પાંમી, પેદાયશની

શકિત આગલ વધારીને, ચોક્કશ લાંબા વખત પછી જ્યારે તે ગોળાનો પદાર્થ ઠાકી જાયે છે, ત્યારે તેની જીવંણુ શકિત પણ ખતંમ થાયે છે.

જગત મંડળમાં ઘણી સૃષ્ટિઓ હોયે છે. આપણી પૃથ્વીનોજ માત્ર ગોળો હોતો નથી. બીજા ગોળાઓને આપણે જાણી શકયે તેવી હાલતમાં માણસ જાત આવી નથી, તેથી પિછાણી શકતા નથી. જગત મંડળ માત્ર પૃથ્વીનાં આ એકજ ગોળાનું બનેલું નથી, પણ મોટી સંખ્યાનાં ગોળાઓનું બનેલું છે, જેમાં જાત જાતનો પદાર્થ હોયે છે, અને જુદી જુદી જાતનાં પદાર્થમાં જીવણુ શકિત કામ કરે છે. માણસ જાત માટે આ પૃથ્વીનોજ ગોળો ખપનો છે, આ ગોળાની બહારની હાલત માણસ જાત તે ઉપર જીવી શકે અને જીંદગી ગુજારી આગળ વધી શકે તેવી છે; તેથી એમ કહેવામાં આવે છે કે આયેજ દૂનિયામાં મનુષ્ય જીવની આગળ વૃદ્ધિ થઇ શકે છે, અને કુદરતની બીજી પેદાયશ પણ વૃધ્ધિ કરી શકે છે.

જ્યારે જગત મંડળનું કામ ખલાશ થાયે છે, અને કામ કરવાની ગતિ તેના પદાર્થમાં રહેતી નથી, ત્યારે સર્વે વસ્તુઓ માફક જગત મંડળનું મરંણ થાયે છે, અને તેનો સર્વે પદાર્થ પ્રલ્યકાળમાં જાયે છે, અને આશાયેશ લેયે છે. એટલે જે અચંબો પમાડે તેવી, સાધારણ રીતે જાણી નહિ શકાયે તેવી કુદરતની અદ્રષ્ય શકિત છે, તેનાં ભિત્તરનાં પેટાંમાં આખા જગત મંડળનો પદાર્થ ઉંઘમાં પડે છે. આ શકિત જગત મંડળનો પાયો અથવા મૂળ છે. લાંબા અગણીત યુગોનાં વખત પછી આ અજબ મિનોઇ શકિત જે જગતનું મૂળ છે, તે શકિત પાછો પદાર્થને સજીવન કરી શકે છે, તેમાં ધ્વણીઓ ચાલુ કરે છે, જેથી પદાર્થમાં ગતિ આવે છે, અને આખું જગત મંડળ ફરીથી ધીમે ધીમે જાગૃત થાયે છે, અને તેની ઉપર પેદાયશ જન્મ લેઇને પાછી આગલ વધે છે.

જેમ આ દુનિયામાં દિવશ પછી રાત્રી આવે છે, દિવશે કામ કરવાનું હોયે છે, અને રાત્રે આશાયેસ લેઇ બીજે દહાડે ફરી જાગૃત થઇને કામ કરવાનું છે; તેવી રીતે જગત મંડળનાં ગોળાઓમાં જ્યારે કામ કરવાની ક્રિયા ચાલુ હોયે છે, ત્યારે તે કુદરતનો દિવશ ગણાયે છે, અને જ્યારે કામ કરવાની ક્રિયા બંધ થાયે છે, ત્યારે કુદરતની રાત પડે છે. પણ કુદરતનો દિવસ અને રાત કંઇ થોડા કલાકોની હોતી નથી, પણ અનેક જમાંનાંઓ અને યુગોની હોયે છે, જેની ગણત્રી સાધારણ રીતે થઇ શકતી નથી. કુદરતમાં જ્યારે કામ કરવાની ક્રિયા ચાલુ રહે છે, ત્યાંરે તે વખતને જમાંનાંઓ, યુગો, મંનવંનતરો તરીકે ઓળખે છે. જ્યારે કામ કરવાની ક્રિયા જગતમાંથી બંધ પડે છે, તે વખતને પ્રળયકાળ તરીકે ગણવામાં આવે છે.

---

# વ્યાખ્યાન ૨૦.

## જગત મંડળ.

જગત મંડળની શરૂઆત કરનાર આ અજબ પ્રકારની શકિતને નામ વગરની, શરૂઆત અને છેડા વગરની, હંમેશગીમાં જીવતી, જીંદગી અને જ્ઞાનનાં ધણી તરીકે ચિતારવામાં આવે છે.

જગત મંડળનાં પદાર્થને જ્યારે પાછો સજીવન કરવાનો વખત આવી પોંહચે છે, ત્યારે આ અજબ પ્રકારની શકિત આખી કુદરતનાં એક ધણી તરીકે હોયે છે. આ શકિત પોતાનાં ભિત્તરમાંથી બીજી એક મહાન પ્રકારની શકિતને જગતની રચનાં કરવાને માટે પહેલે બહાર કાઢે છે, અથવા સજીવંન કરે છે. જેથી એકમાંથી બે શકિતઓ પેદા થાયે છે.

આ બીજી મહાન શકિત પોતાનાંમાંથી ત્રીજી શકિતનો જન્મ આપે છે, જેથી એકમાંથી ત્રણ શકિતઓ પેદા થાયે છે. આ શકિતઓને ત્રીકોણુ ખુણુાંનાં આકાર તરીકે ફિલસુફીમાં ચિતારે છે.

આકૃતિ ૧.




કુદરતની શકિતઓ.

આ ત્રગડીમાંથી ચોથી શક્તિ જાહેર થાયે છે, ત્યારે ચાર ખુણાવાળો ચોખંડ આકાર બને છે.

આ પહેલી ચાર શકિતઓ કુદરતનાં અદ્રષ્ય અજબ પ્રકારનાં જગત મંડળનાં પહેલા ધણીને કામ કરવાનાં સ્થંભો છે, જેમાં કુદરતનાં ધણી તરફથી ચાલુ વહેતા જુદી જુદી શકિતઓનાં ઝરાઓ વહે છે. પૃથ્વીનાં ગોળાની ચાર દીશાનાં ધણીઓ તરીકે આ મહાન શકિતઓ કામ કરે છે, એટલે દરેક દીશાનાં ઉપરી તરીકે એક શકિત નેમાયે છે, અને તે દીશાનો ભાગ તે શકિતનાં કબજામાં રહે છે. આ મહાન શકિતઓનાં હાથ નીચે બીજી નાની શકિતઓ જગતને આગળ વધારવાનુ કામ કરે છે. જેઓને ફરેસ્તાઓ, પ્યગંમબરો, રૂષીઓ એમ કહેવામાં આવે છે.

પુર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષીણુ બાજુનાં ધણીઓ તરીકે આ મહાન શકિતઓ કુદરતને મદદ કરવાને માટે કામમાં રોકાયે છે, અને ત્યાં જગતની ક્રિયા ચાલુ થાયે છે.

આકૃતિ ૨.




શકિતઓનાં રહેઠાણો ચાર દિસાઓ.

આ ચાર શકિતઓને મહારાજાઓ અથવા ગેબી મિનોઇ ધ્ણીઓને પદાર્થમાં પેદા કરનાર, અને જગત મંડળની રચનાં બનાવનાર તરીકે ઓળખવામાં આવે છે. જેઓ જગત મંડળનો પહેલો પદાર્થ બનાવે છે, અને તેમાં ચલવલ કરવાની શકિત મુકે છે. જે પદાર્થ આતસનાં વાદળાં જેઓ હોયે છે.

આ ચાર ગેબી મિનોઇ શકિતઓમાંથી બીજી ત્રણુ શકિતઓ બહાર પડે છે, જેથી બધી મળી સાત શકિતઓ જગત રચનાંની પહેલાં શરૂઆતમાં કામ કરે છે. સાતનો આંકડો પવિત્ર ગણાયે છે, અને દરેક ઠેકાણે તે કામ કરે છે. ચાર પહેલી શકિતઓમાંથી પાંચ થાયે છે, પછી ૭ અને સાત પેદા થાયે છે. જરથોસ્તી ધર્મમાં પણુ અહુરમઝદ સાથે પહેલે સાત અમેશાસપંદોને કામ કરતા દેખાડવામાં આવ્યા છે.

જેથી એમ કહેવામાં આવે છે કે કુદરતમાં ભુમિતિનો નિયંમ ચાલે છે.

ત્રીકોણ, ચોખંડ, પાંચ ખુણાં, ૭ અને સાત ખુણાંવાલા આકારો કુદરત પહેલાં બનાવે છે. જેઓ કુદરતની મહાન શકિતઓને પોતાનામાં ખેંચે છે, અને પછી જગતનાં વપડાસમાં તે લેયે છે.

એક પૃથ્વી મંડળમાં સાત ગોળાઓ હોયે છે. આપણી હાલની પૃથ્વી ચોથા ગોળા તરીકે ઓળખાયે છે. પહેલા ત્રણ ગોળાઓ નક્કર હાલતનાં પદાર્થનાં હોતા નથી. પદાર્થ ધીમે ધીમે નક્કર હાલતમાં આવે છે. પહેલા ત્રણ ગોળાઓ ઉપર પહેલે આતસીક વાદળાં અને ગેસ જેવો પદાર્થ હોયે છે, પછી તે પદાર્થ પ્રવાહી જેવો લોહીવાળો થાયે છે, અને પછી ચોથા ગોળા ઉપર નક્કર હાલતમાં આવે છે. તેઓ ઉપરની વસ્તી પણ ત્યાંનાં પદાર્થની હાલત પ્રમાણેજ હોયે છે, એટલે પદાર્થ નકકર હાલતમાં આવેલો હોતો નથી, જેથી વસ્તીનાં આકારો પણ નકકર અથવા સખ્ત હોતા નથી.

જ્યારે ચોથા ગોળાનો પદાર્થ નક્કર હાલતમાં આવે છે, ત્યારે તે ઉપરની વસ્તી પણ નકકર હાલતની હોયે છે, જેને જોઇ શકાયે છે, જાણી શકાયે છે, અને હાથ લગાડી શકાયે છે, અને ત્યારે ત્યાં વૃદ્ધિ વધારે ઝડપથી થાયે છે.

આકૃતિ ૩.



પૃથ્વી મંડળ.

માણસ જાત આ નકકર ગોળા ઉપર કામ કરી શકે છે, તેઓનો આકાર નકકર હાલતનો રૂપ, રંગવાળો બને છે, અને મનુષ્ય તરીકે કુદરતનાં ભાગોમાં ફરી શકે છે, એટલે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ દુનિયાનાં સર્વે બાજુનાં ભાગોમાં જઇ શકે છે, અને ત્યાંની કુદરતની પેદાયશનું જ્ઞાન તથા ભાંન મેળવી શકે છે.

જ્યારે જ્ઞાન આવે છે, ત્યારે તે બાબદનું ભાંન જીવમાં દાખલ થાયે છે. એ રીતે નક્કર પદાર્થની દુનિયામાં ચોથા ગોળા ઉપર માણુસ જાત, જાણવરોનો વર્ગ, વન્સપતી અને ખનીજ પદાર્થની જાતો, નક્કર ગોળાની પૃથ્વી ઉપર આગલ વધે છે. જ્યારે તેઓની જીંદગી સુખદાયેક બને છે, ત્યારે ક્રિયા શક્તિનો પ્રવાહ જોરમાં વહે છે, તેથી તરેહવાર જાતનાં વિધ્યા, હુન્નરો જગતમાં આગળ વધે છે, જે માણુસ જાતની જીંદગીનાં સુખ, સગવડમાં વધારો કરે છે.

પણ મનુષ્યમાં ઇચ્છા શક્તિ અને મંન શકિતનું બળ રહેલું હોવાને લીધે, માણુસ ચાહે તો વિધ્યા, હુન્નરોનો આડો ઉપ્યોગ કરે છે, અને કુદરતની પેદાયશને આગલ વધારવાને બદલે ઝડપથી તેનો નાશ કરે છે.

એ રીતે મનુષ્ય જાત કુદરત તરફથી મળેલી શકિતઓનો સારો અને માઠો ઉપ્યોગ કરી શકે છે. જ્યારે માણુસ જાત શકિતઓને આડે માર્ગે વાપરે છે, ત્યારે તેઓનાં બિત્તરમાં રહેલાં અણદીઠ સુખ્મ શરિરોનો પદાર્થ વધારે જાડો, ખરબચડો અને અસ્વચ્છ હાલતનો થતો જાયે છે. જેથી જીવ તરફથી મળતી સારી સુચનાંઓ તરફ મનુષ્ય ધ્યાંન આપી શકતો નથી, અને સારો માર્ગ અખત્યાર કરવાનો મુસ્કેલ થાયે છે.

માણુસ જાતને છુટાપણુ બક્ષવામાં આવ્યું છે. માણુસમાં મંન શક્તિ, ઇચ્છા શકિત અને ક્રિયા શકિત કામ કરે છે, જેના પ્રતાપે માણુસ પોતાની

મરજી માફક કુદરતની પેદાયશ સાથે વર્તે છે. જ્યારે મનુષ્ય જાત શક્તિઓનો ઘણો ખરાબ ઉપ્યોગ કરે છે, ત્યારે કુદરત રેલ, મોટી આગો, ધરતીકંપ, લડાઇઓ જેવી આફતો લાવીને માણસની બનાવેલી વસ્તુઓનો અને શહેરોનો નાશ કરે છે. જેથી આદમી કુદરતની ગેબી શક્તિઓનું બળ પિછાણતાં શીખે છે, તેની મગરૂરી ઓછી થાયે છે, અને જગતનું જે અજબ પ્રકારનું મિનોઇ મૂળ છે, તેની તરફ ધ્યાંન આપતાં અને ભક્તિ કરતાં શીખે છે.

જગત મંડળની સૃષ્ટિનાં ગોળાઓનો આકાર ઇંડા જેવો લંબગોળ હોયે છે, તદન ગોળ હોતો નથી. જ્યારે ચોઠા ગોળા ઉપરનાં પદાર્થની હાલત વસ્વા લાયેકની રહેતી નથી, ત્યારે તેની અંદરની ગતિ ધીમાં પ્રકારની થાયે છે, અને છેલ્લે પદાર્થ હાકી જાયે છે. જેથી અગણીત કાળ પછી આ સૃષ્ટીનાં ગોળાનું મરંણ થાયે છે, અને ત્યાંની જીવંણ શક્તિ પાંચમાં અથવા નવા ગોળા ઉપર ક્રિયા કરવાનું શરૂ કરે છે.

એ રીતે એક સૃષ્ટિ ઉપરથી બીજી દુનિયાનાં ગોળાઓ ઉપર, કુદરતની પેદાયશ જન્મ લેઇને આગલ વધતી જાયે છે. પાંચમાં ગોળાની હૈયાતી ખતંમ થતાં, છઠ્ઠા ગોળા ઉપર ક્રિયા શરૂ થાયે છે, પછી સાતમાં ગોળા ઉપર આખી કુદરતની પેદાયશ એક થાયે છે.

સાતમાં ગોળા ઉપર મનુષ્ય જાતનાં મોટા ભાગમાં ઘણી મિનોઇ શક્તિઓ ખીલેલી હોયે છે. જ્ઞાન માર્ગમાં આગળ વધેલાં હોયે છે, અને ફીરેસ્તાઇ ખસ્લતનાં આત્માં સ્વરૂપ જેવાં થાયે છે. પાંચમાં ગોળા ઉપર મંન શક્તિ અને હોશિયારી જાણ સમુહનાં મોટા ભાગમાં ખીલે છે, અને છઠ્ઠા ગોળા ઉપર બુદ્ધિનુ તત્વ વધારે પ્રમાણમાં ખીલે છે. જેથી સર્વે પેદાયશનાં જીવની ઐકયતા માણુસ જાત પિછાંણતા શીખે છે, એ રીતે

વૃદ્ધિનો કાયદો જગત મંડળનાં ભાગોને આગળ વધારે છે, અને એક સૃષ્ટી ઉપરથી બીજી સૃષ્ટીનાં ગોળા ઉપર પેદાયશ વૃદ્ધિ કરે છે.

જ્યારે સાતમાં ગોળા ઉપરથી ક્રિયા શક્તિ બંધ પડે છે, અને ગોળાનુ ધીમે ધીમે મરંણ થાયે છે, ત્યારે સર્વે પેદાયશ અજબ પ્રકારની ગેબી મિનોઇ શકિતનાં ભિત્તરમાં ઉંઘમાં પડે છે, અથવા ત્યાં આરાંમ લેયે છે, અને કુદરતનાં ધણી સાથે એક થાયે છે.

અગણીત કાળ પછી કુદરતનાં ભિત્તરમાંથી પદાર્થ ફરીથી સજીવન થાયે છે, એટલે તેમાં જીવંન શકિત કામ કરે છે, અથવા ગતિ ચાલુ થાયે છે, અને ફરીથી સૃષ્ટીમાં ક્રીયા શકિત કામ કરે છે. જગતનાં દરેક પદાર્થની ગતિની ધ્વણીનો આંકડો જુદો જુદો હોયે છે. ધ્વણીઓ અથવા ધ્રુજણીઓની સંખ્યાની ગણત્રી ઉપર, પદાર્થમાં હીલચાલ કરવાની શકિત અથવા ગતિ પેદા થાયે છે.

આખા જગત મંડળનાં પદાર્થમાં અથવા પેદાયશનાં ભિત્તરમાં ધ્વણીઓની સંખ્યાનો નિયંમ કામ કરે છે. આ નિયંમને આધારે કુદરત તરફથી એક જાતનાં પદાર્થને ચોક્કશ સંખ્યાઓની ધ્વનીઓ બક્ષવામાં આવી હોયે છે, અને જ્યારે તે ધ્વનીઓની સંખ્યા પુરી થાયે છે, ત્યારે પદાર્થની અંદરની ગતિ પણ બંધ પડે છે, અને તે પદાર્થનું મરંણ થાયે છે, એટલે સૃષ્ટીનાં ગોળાઓ ઉપરનું કામ બંધ પડે છે, અને જીવંન શકિત તે ગોળાઓને છોડી બીજી સૃષ્ટીનાં ભાગોમાં જાયે છે. સાધારણ રીતે આ ધ્વણીઓને જોઇ શકાતી નથી, તેઓની સંખ્યા ગણી શકાતી નથી, માત્ર કુદરતનાં મિનોઇ જ્ઞાનમાં ઘણા આગળ વધેલા માણસોજ એવું જ્ઞાન મેળવી શકે છે, અને ધ્વનીઓની સંખ્યા જાણી શકે છે. જેથી તેઓ પદાર્થનાં ભિત્તરમાં થતી ક્રિયા જાણી શકે છે, અને એક પદાર્થને બીજા

રૂપમાં ફેરવવાનું જ્ઞાન મેળવી શકે છે. આ અદભૂત શકિતને કિમિયું કરવાની શકિત તરીકે ઓળખવામાં આવે છે. જેથી વસ્તુનું રૂપ, રંગ બદલી શકાયે છે, અને એક ધાતુને બીજી ધાતુનાં આકારમાં બદલી શકવાની શકિત આવે છે.

પદાર્થની હાલત તેમાં સમાયેલાં રજકણો અથવા અણુઓ ઉપર આધાર રાખે છે. દરેક બારીક અણુમાં જીવતી વેળા ગતિ ચાલુ રહે છે, જે ગતિ પદાર્થની નાડીનાં ધપકારા છે, ભિત્તરનાં તેનાં અંતકરણનો દમ છે, અને દરેક અણુમાં તેને લગતી અણુદીઠ ગતિ સમાયેલી છે. પદાર્થનાં દર એક ભાગ માટે ચોક્કશ સંખ્યાનાં અણુઓ કામ કરે છે. ચોકકસ ભાગની માંદગી વેળા તે ભાગનાં અણુઓ નબળાં પડી જાયે છે, તેમાંની ગતિ ધીમી થાયે છે, જેથી પદાર્થનો એ ભાગ સારી રીતે કામ આપી શકતો નથી. એક જાતનાં પદાર્થનાં અણુઓને જ્યારે બીજી જાતનાં પદાર્થનાં અણુઓમાં ફેરવવામાં આવે છે, ત્યારે તે પદાર્થનું રૂપ, રંગ બદલી શકાયે છે. પણ આ શક્તિઓ ભિત્તરમાં વસ્તા જીવને લગતી છે. સાધારણ રીતે જેમ વાંચવાની, લખવાની, વજાડવાની, ચિત્રકળાને લગતી શકિતઓ મહેનત લેઇને, તેને લગતું જ્ઞાન શિક્ષક પાસેથી મેળવીને શીખી શકાયે છે, તેમ આ જીવને લગતી શકિતઓ પણ ઘણી મહેનત, પવિત્રાઇ, જીગરના અને મંનની સ્વચ્છતા ખીળવવાથી અને તેને લગતા લાયેક શિક્ષકોની મદદથી કોઇજ માણસમાં ખીળી શકે છે. કારણકે આ કામ નજીવા પ્રકારનું હોતું નથી, અને દર એક માણસ તે કરી શકતું નથી. એને બાકટ અને મુશ્કેલ માર્ગ કરી દેખાડવામાં આવ્યો છે.

---

# વ્યાખ્યાન ૨૧.

## કુદરતનું પ્રધાન મંડળ.

અજબ પ્રકારની અણુદીઠ શકિત જે સર્વે પેદાયશનું મૂળ છે, તેને નામ આપી શકાતું નથી, તેથી નામ વગરનું પેદાયશનું ગેબી મિનોઇ મૂળ તરીકે ગણવામાં આવે છે, જે સર્વે ઠેકાણે વ્યાપીને રહેલું છે, અને જેની મદદથી જગત મંડળની રચનાં થઇ શકે છે. આ મૂળને સઘળી પેદાયશનો બાપ, કુદરતનો ધણી તરીકે ગણવામાં આવે છે.

આ મિનોઇ મૂળમાંથી પહેલાં સાત મિનોઇ શકિતઓ બહાર પડે છે, ત્યારે સાતમાંની દર એક મિનોઇ શકિત પોતાનાંમાંથી બીજી સાત શકિતઓને જગત મંડળની રચનાંની શરૂઆત થાયે તે પહેલાં બહાર લાવે છે, એટલે સાતમાંથી બધી મળી ૪૯ શકિતઓ બહાર આવે છે, અને ત્યાર પછી તેમાંથી આખા જગત મંડળનો પદાર્થ બંધાયે છે.

પહેલો પદાર્થ આતશીક વાદળાં જેવો હોયે છે, જેને મૂળ પ્રકૃતિ અથવા પદાર્થનું પહેલું મૂળ તરીકે ચિતારે છે, જે અજબ પ્રકારની શકિતમાંથી પહેલે બહાર આવે છે. ત્યાર પછી પદાર્થની હાલત ફેરવાયે છે, અને ધીમે ધીમે ગેસ જેવો પદાર્થ થાયે છે, પછી પાણીની હાલતમાં ફેરવાયે છે, અને છેલ્લે નકકર હાલત થાયે છે.

એ રીતે કુદરતમાં ફેરફાર થવાનો કાયદો કામ કરે છે. દર એક વસ્તુમાં, પદાર્થમાં, માણસમાં, જગતની સૃષ્ટિઓમાં ચાલુ ફેરફાર થતો રહે છે. કુદરતમાં મુકાબલો અથવા સરખાંપણાંનો કાયદો કામ કરે છે, જેથી એમ કહેવામાં આવે છે કે જેવું ઉપર છે તેવું નીચે છે. પહેલે અણુદીઠ

સૃષ્ટિઓ પેદા થાયે છે, અને તેના મુકાબલામાં દેખાઇ શકે તેવી પૃથ્વીઓ પેદા થાયે છે. જેમાં સરખાપણું સમાયેલું હોયે છે. આખી જગતનું મૂળ.

## આકૃતિ ૪.

અજબ પ્રકારની અણદીઠ શકિત.




દરએકમાંથી બાજી સાત શકિતઓ બહાર પડે છે.

જે અજબ પ્રકારની નહિ વર્ણવી શકાયે તેવી શકિત છે, તેમાંથી પહેલે સાત મિનોઇ શકિતઓ બહાર પડે છે. તે શકિતઓને કુદરતનાં મોટાં બળવાન મધ્યબીંદુઓ તરીકે ગણવામાં આવે છે. જેમાં કુદરતની જુદી જુદી શકિતઓનું બળ એકઠું થાયે છે. આ શકિતઓને ઇલેકટ્રીસીતી. મેગનેતીઝમ અથવા આકર્ષણ શકિત, અવાજ, આતશ, ગરમી, અજવાળું, ઇથર એમ પણ કહેવામાં આવે છે. આ દરેક શકિતનાં અંતર આત્માં તરીકે એક વડો, બળવાન ફિરેસ્તો પ્રધાન તરીકે હોયે છે.

આ **સાત શકિતઓ** મારફતે કુદરતનો કારોબાર હોશિયારીથી ચલાવામાં આવે છે, અને કુદરતની રચનાં બનાવાને માટે આ સાત શકિતઓ **પ્રધાન મંડળ** તરીકે કામ કરે છે. જેઓનાં હાથ નીચે અગણીત બીજી શકિતઓ કામ કરે છે.

અજબ પ્રકારનાં મિનોઇ મૂળમાંથી પહેલે સાત શકિતઓ બહાર પડે છે, તેઓને જણાઇ નહિ શકે તેવી ગેબી, મિનોઇ, મહાન પ્રકારની કુદરતનું બળ દેખાડનારી શકિતઓ તરીકે ગણે છે, અથવા મહાન રૂપીઓ, અમેશાસ્પંદો, ફિરેસ્તાઓ તરીકે ચિતારવામાં આવે છે.

આ સાત મિનોઇ શકિતઓ જગત મંડળમાં અથવા આખી કુદરતમાં જુદી જુદી શકિતઓનો ફેળાવો કરે છે.

ઇલેકટ્રીસીતી કુદરતની પહેલી શકિત છે. જેનો ઉપરી અથવા તેની ઉપરનો મવકલ ફિરેસ્તો ઇલેકટ્રીસીતીનાં બાપ તરીકે છે, જે પોતાનામાંથી ઇલેકટ્રીસીતીનું બળ બહાર લાવીને જગત મંડળમાં પાહરે છે.

આ પૃથ્વી ઉપર ઇલેકટ્રીસીતીની માત્ર અસર જણાયે છે. ઇલેકટ્રીસીતી જોઇ શકાતી નથી, પણ તેની અસરથી સર્વે સ્થળે અજવાળું, ગરમી, તેજસ્વી બતીઓ મળી શકે છે. ઇલેકટ્રીસીતીને ઉપયોગમાં લેવા આગલ પહેલે તેને લગતું જ્ઞાન માણસને લેવું પડે છે. અજ્ઞાનતાથી આ

શક્તિને ખપમાં લેઇ શકાતી નથી, અને એમાં એટલું બળ સમાયેલું હોય છે કે એક ભૂલ જો માણસ કરે તો તેને બાળીને ભસ્મ કરી નાંખે છે. પદાર્થને બાળી નાખવાની શક્તિ એમાં સમાયેલી છે. જ્ઞાનથી ઉપયોગમાં લેઇ શકાય છે અને અજ્ઞાનતાથી નાશ થાય છે. દુઃખ દર્દો સારાં કરવામાં પણ ઇલેક્ટ્રીસીતીનો ઉપયોગ થઇ શકે છે.

બીજી શક્તિ મેગનેતીઝમ છે, જે બીજા મહાન ફિરેસ્તામાંથી બહાર આવે છે. એને આકર્ષણ શક્તિ અથવા ખેંચાણ કરનારી શક્તિ તરીકે ઓળખવામાં આવે છે. આ શક્તિ લોહચુંબક માફક સર્વે પદાર્થને ખેંચે છે.

પવિત્રાઇનાં કાયદાઓ, પદાર્થમાં સમાયેલા ગુણો, એક બીજાં તરફ પસંદગી અને નાપસંદગી, પ્યાર અને ધિક્કાર આકર્ષણ કરવાની શક્તિ ઉપર આધાર રાખે છે. પદાર્થની રજકણો અથવા આણુઓમાં એક બીજાં તરફ ખેંચાણ કરવાનો ગુણ આ શક્તિને લીધે હોય છે. જેથી પદાર્થનાં રજકણો એક બીજાંને વળગીને રહે છે. તેથી પદાર્થની સ્વચ્છતા જાળવવી જોઇએ, પવિત્રાઇનાં કાયદાઓ પાળવાથી, જીંદગીમાં ચોખ્ખાઇ રાખ્યાથી, તન, મન અને અંતકરણને શુદ્ધ કર્યાથી, જીવનું ખેંચાણ પવિત્રાઇ તરફ રાખ્યાથી, આકર્ષણ શક્તિનો સારો પ્રવાહ ખેંચાઇ આવે છે. એ કાજે ઘર, લુગડાં, વસ્તુઓની સફાઇ રાખવાને, જમીન, પાણી, હવા સાફ રાખવાને, કુદરતની પેદાયશને સ્વચ્છ રાખવાનું ફરમાન દરેક ધર્મ મનુષ્ય જાતને આપે છે. કુદરતનાં ધણી તરફ ખેંચાણ લાવવાનું, તેને ચાહવાનું, તેની ભક્તિ કરવાનું ખેંચાણ મનુષ્ય જીવમાં આકર્ષણ શક્તિને લીધે થાય છે, જેથી જીવમાં શાન્તી લાવનાર, પેદાયશની ઐક્યતા જાળવીને સમાધાની કરનાર તરીકે આકર્ષણ શક્તિ કામ કરે છે.

ત્રીજી શક્તિ અવાજની છે, જે મિનોઇ, મહાન ત્રીજા ફિરેસ્તાનાં બળ તરીકે કુદરતમાં બહાર આવે છે.

અવાજ અથવા શબ્દોમાં બળ સમાયેલું છે. કુદરતમાં સઘળે ઠેકાણે અવાજ પંદરાયેલો છે. પહેલે પવિત્ર શબ્દની ધ્વણીઓ કુદરતમાં ફેળાવાથી આખી કુદરતની પેદાયશ અવાજ કાઢી શકે છે, અને તેમાં ચલવલ શરૂ થાયે છે. આ અવાજ સાંભળી શકાયે તેવો પણ હોયે છે, અને સાધારણરીતે સાંભળી નહિ શકાયે તેવી હાલતમાં પણ રહેલો હોય છે. વાદળનો ગગરાત, પવનનાં સુસવાતા, ઝાડોનાં પાદડાંનો હીલવાનો અવાજ, વરસાદ અને માણસનો અવાજ, જાણવરોનો અવાજ સાંભળી શકાયે છે, પણ ખનીજ પદાર્શમાં અને વનસ્પતી વર્ગમાં થતી હીલચાલનો આવજ સાધારણરીતે સમજી શકાતો નથી.

અવાજમાં તોડવાનું અને જોડવાનું બળ સમાયેલું છે, તેથી અવાજથી પદાર્થમાં સમાયેલાં રજકણોને છૂટાં પાડી શકાયે છે, અથવા પાછાં જોડી શકાયે છે.

અવાજથી પદાર્થનાં રજકણોનો આકાર બંધાયે છે. અવાજની વિધ્યા ઉપર મહા પુરૂષો અને પેગમ્બરો માંથ્રવાણી અને મંત્રો બનાવે છે, ધર્મની ક્રિયાઓની પવિત્ર વાણી તેમાં સમાયેલાં મંત્રો અને અવાજની શકિત ઉપર રચાયેલાં છે. માંથ્રવાણી ભણીને દુઃખો પણ અસલનાં જમાંનાંમાં સારાં કરવામાં આવતાં હતાં.

જ્યારે એક પવિત્ર અને મિનોઇ વિધ્યામાં આગલ વધેલો માણસ મંત્રો ભણે છે, ત્યારે કુદરતમાં સારી અસર પેદા કરવાની તેનામાં શકિત હોયે છે. અવાજ કુદરતની ફિરેસ્તાઇ શકિતઓને સૃષ્ટી ઉપર ખેંચે છે, તેમજ અવાજમાં બુરી શકિતઓંને ખેંચવાનું પણ બળ સમાયેલું છે.

એ માટે દરેક ધર્મમાં માણસ જાતને શીખાડવામાં આવે છે, કે દરેક માણસે જબાંન ઉપર કાબુ રાખવો જોઇયે, અને સારા શબ્દો બોલવા

જોઈયે. સારી વાણી બોલ્યાથી સારી શકિતઓનું ખેંચાણ થાયે છે, જ્યારે મારામારી, ગાળો અને બૂરા શબ્દો બોલ્યાથી ખરાબ અસર ઉત્પંન થાયે છે, અને આજુબાજુનાં વાતાવરણમાં બૂરી શકિતઓનું ખેંચાણ થાયે છે. જેથી માણસમાં જુસ્સાઓ, ગુસ્સો, કપટ, કીનો દાખલ થાયે છે, તેથી વારંવાર તે ખરાબ ભાષાનો ઉપ્યોગ કરે છે. ભાષાની રચનાં પણ અવાજ વિધ્યા ઉપર રચાયેલી છે. અવાજમાં મિનોઇ શકિત સમાયેલી છે, તેથી ભાષા મારફતે બોલીને જણ સમુહનાં મંન ઉપર એક માણસ ભાષણ કરીને સારી અથવા માઠી અસર લાવી શકે છે. એથી જણ સમુહમાં ઉશ્કેરણી ફેળાયે છે, અથવા શાંન્તિ અને સુલેહ પંઠરાયે છે.

ચોઠા મહાંન ફિરેસ્તાની શકિતમાં આતશનું તત્વ રહેલું છે. આતશથી ગરમી મળે છે. કુદરતની પેદાયશનાં ભિત્તરમાં આતશ બળતો રહે છે, જ્યારે ભિત્તરનો આતશ ઠંડો પડે છે, ત્યારે તે વસ્તુ અથવા પદાર્થનું મરંણ થાયે છે. જગત મંડળ આતશ વગર આગળ વધી શકતું નથી. ખોરાક પકાવામાં આતશનું કામ પડે છે. કુદરતની પેદાયશનાં જીવોને આતશની ચીંગારીઓ માફક ગણ્યા છે.

ઠંડકને દૂર કરનાર આતશ છે. આતશનું તાપણું કરીને માણસ ઠંડીથી પોતાનો બચાવ કરે છે. આતશ કુદરતનાં પદાર્થનાં હૃદયમાં ગતિ આપે છે, જેથી પેદાયશનો વધારો થાયે છે.

પાંચમી શકિત ગરમી છે, જે પાંચમાં ફિરેસ્તાનું બળ દેખાડે છે, પૃથ્વીનાં ગોળાઓ ગરમીને લીધે જીવી શકે છે. કુદરતનાં વાતાવરણમાં ગરમીને ફેળાવનાર તરીકે પાંચમાં ફિરેસ્તાની શકિત ઉપ્યોગમાં આવે છે.

સૂર્યમાંથી નીકળતાં પહેલાં અતીષ્ય ગરંમ કિરણોને, જગત મંડળની સ્રષ્ટીઓ ઉપર પાંચમી શકિતનો ઉપરી ફિરેસ્તો પોતાનાંમાં એકઠાં કરે છે, અથવા કિરંણોની ગરમી પોતાનાંમાં ખેંચે છે, પછી પૃથ્વીનાં ગોળાઓની

પેદાયશની લાયકાત પ્રમાણે ખપમાં આવે તેવી રીતે વાતાવરણમાં ફેળાવે છે. કોઇ પણ પેદાયશ ગરમી વગર સૃષ્ટીમાં જીવી શકતી નથી. સર્વે સ્થળે, વધતા અથવા ઓછા પ્રમાંણમાં ગરમીનું તત્વ ફેળાયલું છે. જો આપણી હાલની પૃથ્વી ઉપર ગરમીનું તત્વ ફેળાયલું રહે નહિ, તો પૃથ્વીનાં ગોળાનું ધીમે ધીમે મરંણ નીપજે છે. સૃષ્ટી ઉપરથી ગરમી જ્યારે ઠંડી પડે છે, ત્યારે તે ગોળા અથવા સૃષ્ટી ઉપર કુદરતની પેદાયશ જીવી શકતી નથી, કારણકે પેદાયશનાં ભિત્તરમાં ગરમી રહેલી છે. પદાર્થમાં હીલચાલ કરવાની શકિત ગરમી આપે છે, ગરમી વાતાવરણનાં ખરાબ, અદ્રષ્ય, બારીક જીવ જંતુઓનો નાશ કરી શકે છે, અને વાતાવરણને સ્વચ્છ હાલતમાં રાખે છે. જગતનાં ભિત્તરમાં ગરમી સમાયેલી છે.

મનુષ્યનાં હૃદયમાંથી જ્યારે ગરમી જતી રહે છે, ત્યારે શરિર ઠંડુ પડે છે, અને તેનું મરંણ નીપજે છે. કુદરતની પેદાયશની જીવંણ શકિતનો આધાર ભિત્તરની અને બહારની ગરમી ઉપર છે.

છઠ્ઠી શકિત અજવાળાંની છે, જે કુદરતનાં છઠ્ઠા ફિરેસ્તામાંની કામ કરવાની શકિતને લીધે પૃથ્વી ઉપર મળી શકે છે. અજવાળાંને લીધે પૃથ્વી મંડળ ઉપર ઉજાશ મળી શકે છે. ઉજાશ જો નહિ હોયે, તો અંધારામાં જગતનો કારોબાર ચલાવાનો મુસ્કેલ થઇ પડે છે, માટે અજવાળું અંધારાને દૂર કરવાની શકિત ધરાવે છે.

સુરજનાં ગોળામાંથી ઉજાશનાં કિરંણો બહાર પડે છે, તેને એકઠાં કરીને સૃષ્ટીની ચારે દિશાઓ ઉપર છઠ્ઠો ફિરેસ્તો પાંઠરે છે. અજવાળાંનો નિયમીત ફેળાવો કરવાનું કામ આ મહાન શકિતની મદદથી થાયે છે, અને અજવાળાંનાં કિરંણોને જગતનાં વાતાવરંણમાં પાંઠર્યાથી કુદરતની પેદાયશને જોઇ શકાયે છે, તેને લગતું જ્ઞાન મેળવી શકાયે છે અને કુદરતની પેદાયશને ઓળખી શકાયે છે

અજવાળાંને લીધે પૃથ્વીનો કારભાર, અને મનુષ્ય જીંદગીનો કારોબાર ચલાવવામાં સવલતા થાયે છે. અજવાળાંમાં ખરાબ શકિતઓ પૃથ્વી ઉપર ગળબો અથવા હુમલો કરી શકતી નથી.

અજવાળાંને લીધે દુ:ખ, દર્દનો ઘણો હુમલો થઇ શકતો નથી. અજવાળાંનાં કિરંણો દુ:ખનાં જંતુઓનો નાશ કરે છે.

અજવાળાંથી વનસ્પતી વર્ગનો વધારો થાયે છે, જમીનમાં ફળદ્રુપતા પંદરાયે છે. અજવાળાનાં કિરંણો નદિ, તળાવ, ઝરાઓનાં પાણીને સાફ રાખે છે, જેથી તે કુદરતની પેદાયશનાં ખપમાં આવે છે. મનુષ્ય જીંદગીની સુખી હાલત અજવાળાંનાં ઉજાશથી થાયે છે.

જ્યારે આદમીમાં જ્ઞાનનું તેજ વધે છે, ત્યારે તેનાં મંન અને હ્રદયનો અંધકાર દૂર થાયે છે, અને જ્ઞાનનો ઉજાશ જીવમાં અથવા માણસનાં ભાંનમાં પંદરાયે છે, જેનાં બળથી મનુષ્ય જીંદગી સુધરી શકે છે, અને જીંદગી ચઢતા પ્રકારની થઇ શકે છે.

પેદા કરનાર અજબ પ્રકારની મહાંન શકિતને કુદરતનાં જ્ઞાનનાં ધણી તરીકે પણ ગણવામાં આવે છે. એટલે કોઇ પણ જાતનું જ્ઞાન આ શકિતથી છૂપું હોતું નથી, અને દરેક મિનોઇ તેમજ ખાકી વિધ્યાનું જ્ઞાન તેમાં સમાયેલું હોયે છે. તેથી અંજવાળાંને જ્ઞાન સાથે સંબંધ છે.

અજવાળાં વગર અંધકારમાં કુદરતની પેદાયશ જીવી શકતી નથી. પેદાયશની જીંદગીમાં અજવાળું વધારો કરે છે.

સાતમાં ફિરેસ્તામાંથી ઇથર નામનાં તત્વની શકિત બહાર પડે છે.

સાધારણ રીતે આપણી આંખે ઇથર જોઇ શકાતું નથી. આકાશની નજદીક આ તત્વ ફેળાઇને જગતનાં વાતાવરંણમાં રહે છે. ઇથરને લીધે

સૂર્યનું અજવાળું મળી શકે છે. સૂરજનાં કિરંણો પેહેલે ધથરનાં તત્વમાં ફેળાયે છે, પછી જગતનાં વાતાવરણમાં પંહેરાયે છે. ધથરનું તત્વ ગેસ કરતાં પણ શુક્ષ્મ છે, જેથી જણાઇ શકાતું નથી.

કુદરતની પેદાયશનાં શુક્ષ્મ, અણુદીઠ શરિર તરીકે તે સર્વે ઠેકાણે વ્યાપીને રહે છે. માણસમાં આ બહારનાં દેખાતાં શરિર ઉપરાંત ધથર તત્વનું બનેલું બહુ બારીક, અદ્રશ્ય શરિર માણસની દહેમાં વાસો કરે છે, આ ધથરીક શરિરની મદદથી માણસ કુદરત તરફથી મળતી અસરો જાણી શકે છે, કુદરતમાં વહેતી જીવંણ શકિત પહેલે ધથરીક શરિરમાં દાખલ થાયે છે, પછી પ્રાંણ તરીકે મનુષ્યનાં તંનના દરેક આણુઓમાં ફેલાઇ જાયે છે.

માણસની આ બહારની દેખાતી દહે, લોહી, માંસ, હાંડકાં, ચામડી વગેરેની બનેલી છે. તેમાં લખ્ખો અણુઓ અથવા રજકણો કામ કરે છે, આ દરેક અણુમાં પ્રાંણ રહેલો છે. પ્રાંણને લીધે આણુઓ શરિરમાં જીવે છે, જેથી શરિરનાં બધા ભાગોમાં પ્રાંણ દોડતો રહે છે. આ ખાકી દહેનાં મરંણ વેળા અણુઓમાંથી પ્રાંણ શકિત બહાર જતી રહે છે, અને ધથરીક શરિરમાં વાસો કરે છે.

જેથી ધર્મમાં એમ કહેવામાં આવે છે કે માણસનું મરંણ થયા પછી ચાર દહાડા સુધી તેનો જીવ તેના વસ્વાતની જગ્યા આગલ ભમ્યા કરે છે.

જરથોસ્તી ધર્મમાં પણ ચાર દહાડાની મરંણ ક્રિયાની અગત્યતા પિછાણવામાં આવી છે, અને તે ક્રિયાઓ જરૂરની છે એમ ધારવામાં આવે છે. કારણકે તેટલા વખતમાં ધથરીક શરિરમાંથી જીવ છૂટો થાયે છે. મરી ગયા પછી થોડા દહાડા અથવા કલાકો પછી જીવ ધથરીક શરિરમાંથી છૂટો પડે છે, કોઇ જીવને વધુ વખત લાગે છે અને કોઇ જીવનું બંધન ધથરીક શરિરમાંથી જલદી તુટે છે.

મરંણ પછીની પહેલા ચાર દહાડાની ધર્મ ક્રિયાઓ જીવને ઇથરીક શરિરમાંથી છૂટો કરવામાં મદદ આપવાની છે.

જીવ જ્યારે ઇથરીક શરિરમાંથી છૂટો થાયે છે, ત્યાર પછી તે ઇચ્છાનાં શરિરમાં વાસો કરે છે, અને આ દૂનિયામાં તેની કીધેલી કરણીનાં પ્રમાંણ પ્રમાંણે તેની હાલત થાયે છે. એટલે ઇચ્છાનાં શરિરમાં વધારે વખત અથવા થોડો વખત રહેવાનું બંધન, તેને જીવતી વેળા કીધેલાં કામો, જીંદગી ગુજારવાની નિતીરીતી, તેના વિચારો અને ખાહેશો ઉપર આધાર રાખે છે. ઇચ્છાનાં શરિરને લગતી દૂનિયાનાં સાત ભાગો હોયે છે. જે ભાગો એક એકથી ચઢતા પ્રકારનાં છે.

જીવ જ્યારે ચોકકસ વખત પછી ઇચ્છાનાં શરિરનાં બંધનમાંથી છૂટો થાયે છે, એટલે ઇચ્છાનાં શરિરનો પદાર્થ જીવથી છૂટો પડે છે, ત્યારે જીવ વધારે ઉપરની મિનોઇ દૂનિયામાં જાયે છે જેને **માનસિક દૂનિયા** તરીકે ગણવામાં આવે છે. કોઇ જીવ ઇચ્છાનાં શરિમાંથી જલદી છૂટો પડે છે, અને કોઇને ઘણાં વર્ષો લાગે છે.

જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે કે સારા જીવો મરંણ પછી બ્હેસ્તમાં જાયે છે, અને સાત જાતનાં બ્હેસ્ત ચિતારવામાં આવ્યાં છે, જેમાં ગરોથમાંન બ્હેસ્ત ઉંચા પ્રકારનું ધારવામાં આવ્યું છે.

માનસીક દૂન્યામાં પણ ચઢ ઉતર પ્રકારનાં સાત ભાગો હોયે છે, અને દરેક ભાગમાં જીવ મુસાફરી કરે છે. ઉપરનાં ભાગો ચાર, પાંચ, છ, સાત ચઢતાં પ્રકારનાં ગણાયે છે, નીચેનાં ત્રણ ભાગો ઉતરતા પ્રકારનાં ધારવામાં આવે છે.

દર એક ભાગોનો પદાર્થ વધતા અથવા ઓછા પ્રમાણમાં જીવને વળગેલો હોયે છે, જે વધારે અથવા ઓછા વખતમાં જીવથી છૂટો પડીને

પોતાનાં ભાગને લગતા પદાર્થનાં તત્વમાં મળી જાયે છે, અને છૂટો થયેલો જીવ વધારે ચઢતી દૂનિયામાં જાયે છે, એ રીતે સાતો ભાગોમાં જીવ અનુભવ લેયે છે.

જેમ આ પૃથ્વી મંડળમાં સાત સૃષ્ટીઓ છે, તેમ ઇચ્છાની દૂનિયાનાં પણુ સાત ભાગો છે. તેમજ મંનને લગતી માનસીક દૂનિયાનાં પણુ સાત ભાગો છે. જીવ જેઓી દૂનિયામાં મુસાફરી કરે છે, ત્યાં તેને લગતા પદાર્થનું શરિર જીવને જોઇયે છે. એટલે ઇચ્છાઓને લગતી સૃષ્ટામાં તેજ દૂનિયાને લગતા પદાર્થનું ઇચ્છા શરિર બનેલું હોયે છે. જીવતી વેળા ઇચ્છાનું શરિર ઇથરીક શરિરમાં પંઠરાઇને રહે છે, અને તેનો થોડો ભાગ ખાકી શરિરની આજુબાજુ બહાર રહે છે. ઇચ્છાનાં શરિરને લીધે માણુસ પોતાની ખાહેશો, પોતાની મરજી, જુસ્સાઓ, પસંદગી, અણુગમાંની લાગણીઓ જણાવી શકે છે. આ શરિરને **લાગણીનાં શરિર** તરીકે પણુ ઓળખવામાં આવે છે, મંનને લગતી માનસીક જગતમાં જીવ સુખી હાલતમાં રહે છે, કારણુ કે ત્યાં તેના જુસ્સાઓ, ખાહેશોનું બળ બહાર આવી શકતું નથી. જીવે લાગણીનું શરિર ઇચ્છાઓની દૂનિયાનાં ભાગોમાં છોડી દીધું છે, તેથી તે ચઢતા પ્રકારની મંનને લગતી દૂનિયાનો અનુભવ લેઇ શકે છે. ઇથરીક અને ઇચ્છાનાં શરિરોનાં બંધનો તુટી ગયાં છે, જેથી જીવ છૂટો થઇને ઉપલી સૃષ્ટામાં મુસાફરી કરી શકે છે.

આ સૃષ્ટીઓ આપણી સાધારણુ આંખો માટે અદ્રશ્ય છે, જીવની વેળા આપણે જોઇ અથવા પિછાણી શકતાં નથી. માત્ર ફિરેસ્તાઓ, રૂષીઓ, પયગંમબરો અને મિનોઇ જ્ઞાનમાં આગલ વધેલાં થોડાં માણુસો પુર ભાંન સાથે તે દૂનિયાઓને લગતું જ્ઞાન મેળવી શકે છે. આ ઉપલી અણુદીઠ સૃષ્ટાઓને મિનોઇ દૂનિયાઓ તરીકે ગણુવામાં આવે છે. તે જગતનાં પદાર્થની ધ્વણીઓ આપણી પૃથ્વી મંડળનાં પદાર્થની ધ્વણીઓ અથવા ધ્રુજણીઓ

કરતાં ચઢતી સંખ્યાની હોયે છે. તે દૂનિયાઓનો પદાર્થ આ સૃષ્ટીનાં પદાર્થ કરતાં વધારે બારીક પ્રકારનો હોયે છે. તેની સાધારણ રીતે જોઇ અથવા પિછાંણી શકાતો નથી.

જેમ વધારે ચઢતા પ્રકારની સૃષ્ટા હોયે છે, તેમ તેની બનાવતમાં વધારે બારીક પ્રકારનો પદાર્થ કામે લાગેલો હોયે છે, જેથી તેની ધ્વણીઓ પણ ચઢતા પ્રકારની હોયે છે, અને તેની સંખ્યામાં વધારો થતો રહે છે. ફિલસુફીમાં જણાવામાં આવ્યું છે કે જીવ મરંણ પછી આ મિનોઇ દૂનિયામાં ફરી શકે છે. તેમ જયારે આ દૂનિયામાં માણુસ રાતની વેળા ભર ઉંઘમાં પડે છે, ત્યારે પણ તેનો જીવ તે માણુસની ઇચ્છાઓને અનુસાર ઉપરની મિનોઇ જગતમાં જઇ શકે છે, અને અનુભવ લેયે છે. જે અનુભવ કોઇ વખતે સ્વપનાં મારફતે તે જાણી શકે છે, અને જાગૃત હાલતમાં આવ્યા પછી આ બહારનાં ખાકી શરિરનાં ભેજાં મારફતે તે સ્વપનાંની બાબદ યાદ રાખી શકે છે.

એ રીતે કુદરતની મહાંન શકિતઓ માણુસ જાતને જીવતી વેળા તેમજ મરંણ પછી પણ મદદ આપે છે, અને તેનો આગલ વધારો કરે છે, જેથી માણુસ જાતનાં વિચારો, લાગણીઓ, ખાહેશો વધારે ચઢતા પ્રકારની થાયે છે, અને વૃદ્ધિનાં ચઢતા તબકકા ઉપર માણુસ જાત દર પગઠયે આગલ વધે છે. ઉપલી મિનોઇ દૂનિયામાં કુદરતનાં રાહબરો કામ કરે છે, અને મરંણ પામેલા જીવોને વધારે ઉપરની દૂનિયામાં જવાને મદદ આપે છે.

જેમ ઘરમાં નીચેથી ઉપર જવા માટે દાદરની જરૂર પડે છે, તેમ વૃદ્ધિ પણ એકદંમ થતી નથી, તેના ચઢઢ ઉતર પગઠયાં હોયે છે, અને મનુષ્યને દરએક પગઠયું કુદરતનાં કાયદા પ્રમાણે ઉપર ચઢવાનું હોયે છે, જે કામમાં જમાનાઓ વહી જાયે છે, અને કુદરતની મહાન શકિતઓ તે કામમાં રોકાયેલી રહે છે.

---

